॥ શ્રી રામચંદ્રાય નમઃ ॥

નવીન. નવીન. નવીન.

સતિ

# સ્નેહમાળા.

## નાટક મોટું.

જેની છપાવી પ્રસિદ્ધ કરનાર,

સોની કેશવજી જેઠાભાઇ.

મુ૦ સુત્રાપાડા. ( સોરાષ્ટ્ર )

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

પીરમશા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

લલ્લુભાઇ ઇશ્વરભાઇએ છાપ્યું.



સને ૧૯૦૨. સંવત ૧૯૫૮.

કીંમત રૂ. ૦-૧૨-૦

શ્રી

# સ્નેહબાળા

## નાટક મોટું.



રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
કેશવજી જેઠાભાઈ.
મુ૦ સુત્રાપાડા.



અમદાવાદ.
પીરમશા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલુભાઇ ઈશ્વરભાઇએ છાપ્યું.

સને ૧૯૧૨.

કીંમત ૦-૧૨-૦.

# અર્પણ પત્રિકા.

લઘુ બન્ધુ રણછોડ પીતાંબર સોની.
અમદાવાદ.

આપે આ પુસ્તક રચવા માટે પોતાને ખર્ચેથી બે માસ રાખી અતિ પ્રયાસ લઈ પુર્ણ રિતે અમોને સંતોષ આપ્યો છે તેના બદલામાં આ સ્નેહબાળા નામનો નાટક કે જેમાં સત્યનો જય અને પાપનો ક્ષય, આ પુસ્તક વાંચવાથી બરોબર આભાસ થાય છે એવું આ લઘુ પુસ્તક આપને ભેટ આપું છું તેનો સ્વિકાર કરશો એવી આશા છે.

લી. આપના સ્નેહી બન્ધુ કેશવજી જેઠા.
મુ૦ સુત્રાપાડા.

## પાત્રો—પુરૂષ વર્ગ.

સુરસેન—સુરપુરીનો રાજા
સઠરાય—સુરસેનનો પાટવી પુત્ર લંપટ
બાલુકરાય—સુરસેનનો નાનો પુત્ર
શાન્તિલાલ—સુરસેનનો પ્રધાન
અમૃતલાલ—પ્રધાનપુત્ર અને બાલુકરાયનો મીત્ર
કામીદાસ—સૈન્યાધીપતી સઠરાયનો મીત્ર નિમકહરામ
દુષ્ટસિંહ—ચંદ્રાવતિનો રાજા
પ્રેમચંદ—દુષ્ટસિંહનો નિમકહલાલ પ્રધાન
હેમચંદ—, સોમચંદ—, કપુરચંદ— } સુરપુરીના વણીક
દીપચંદ—સઠરાયે કરેલી ઘાત સુરપુરીનો એક ભક્ત વણીક
અલીખાં—હેમચંદની સ્રીના પ્યારમાં પડેલો જમાદાર
સત્યસીંઘ—કાન્તિપુરના રાજા અને કોમળશીંઘના પીતા
કોમળસિંઘ—કાન્તિપુરના પાટવી કુમાર અને સ્નેહબાળાના સ્વામી.
હઠીસીંગ—કાન્તિપુરના પ્રધાન

## સ્ત્રી વર્ગ.

પ્રભાવતિ—સુરસેનની રાણી
સ્નેહબાળા—સુરસેનની પુત્રી
ચંપકલલીતા—, નવયોવના—, શશીકાંન્તા—, રમણબાળા—, કળાવંતિ— } સ્નેહબાળાની સખીઓ

સુમેનાં—દુષ્ટસિંહની રાણી
રસીકા—દુષ્ટસિંહની પુત્રી પાછળથી બાલુકરાયની થનાર પત્નિ
કળાકુંવરી—હેમચંદની સ્ત્રી અલીખાની સાથે પ્યારમાં પડેલી
કમળા—દિપચંદની સ્ત્રી

સિવાય દાસ દાસીઓ ચોપદાર પહેરેગીર ખીજમતદાર અમલદાર બાળાઓ વારાંગનાઓ યોગીઓ વિગેરે.



# નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—અંતહપુરમાં સુરસેનનું આવવું રાણી પ્રભાવતિનું રાજાને ચીન્તાને વિષે પુછવું રાયે સઠરાય દુષ્ટ વૃતીવાળો છે એમ કહિ સોક કરવો બાલુકરાયને યુવરાજ આપવું પ્રધાન સાથે ખાનગી મસલત બાલુકને રાજ્યાસન બેસાડવાનિ શ્રય.

**પ્રવેશ ૨ જો**—સભા સઠરાય સીકારે ગીયાનો લાભ લઇ બાલુકને રાજ્ય મુહુર્ત જોવરાવવું ભવીસ્ય જોતાં પ્રારબ્ધી નીવડસે નાગ્રીકજનો બાળાઓ બ્રાહ્મણો વારાંગનાઓ વીગેરેનું આવવું બાલુકને રાજ્યાસન બેસાડવું

**પ્રવેશ ૩ જો**—સઠરાયનુ સિકારે ચડવું સીકાર મહામહેનતે નજરે પડવો બંધુક ટાંકવી સામેથી ભકત વણીક દીપચંદ તથા તેની સ્ત્રી કમળાનું કૃસ્ન ભજન કરતાં આવવું હીરણનું છટકવું સઠરાયે ક્રોધાવેસમાં બંધુક દીપચંદને મારવી કમળાનો વિલાપ સઠરાએ જુલમ ગુજારવો સતીનો પોકાર પંથીયોનું આવવું સઠરાએ છટકી જવું પંથીનું પુછવું રાજાનો કુમાર જાણી પંથીએ પાછા જવું.

**પ્રવેશ ૪ થો**—સર્વ મહાજનનું સભામાં આવવું ફરીયાદ સુરસેને દેશવટો સઠરાયને આપીશ એમ કહી સર્વને શાન્તિ આપવી સઠરાયને નગ્રમાં પેસતાં અપસુકન કામીદાસ સૈન્યાધિપતીનું મળવું રાજ્ય બાલુકને આપ્યું ધારિ સઠરાયનું ક્રોધે ભરાવું સભામાં જતાં ચોપદારનું અટકાવવું ચોપદારને મારી સભામાં જવું પોતાના પીતા સુરસેન

સાથે કટુ વચન છેવટે લડાઈ કરી સઠરાયને કેદ કરવા આજ્ઞા બાલુકરાયની વીનવણીથી સઠરાયને છોડવો ક્રોધથી દુષ્ટરાય યાદ રાખજે એમ કહી જવું બંન્ધુનો ઠપકો રાયનો ક્ષમા વૃતીવાળા બાલુકરાયને ધન્યવાદ બાલુકરાએ બંધુને ઠપકો મ્હારો હક ત્રોડો તેનો બદલો આપીશ કહી સઠરાયનું જવું.

**પ્રવેશ ૫ મો**—સ્નેહબાળા સાથે સખીયોનું ચંપક બાગમાં જવું દીપચંદની સ્ત્રી કમળાનું સતિ જારણી વિસે વ્યાખ્યાન વિરહ ઘેલી સખીયોનું સ્નેહબાળાની મસ્કરી સ્નેહબાળાનો ઠપકો વિરહાલાપ કરવો ચંદ્ર નગ્રના રાજા દુષ્ટસિંહનું આવવું પ્રેમાલાપ સાંભળી વિરહી થઇ તેના સ્વરૂપમાં લુબ્ધ થવું સમઝ્યાથી દુષ્ટસિંહને સમજાવવું નેપથ્યથી દુષ્ટસિંહને ઠપકો સ્નેહબાળા તથા સખીયોનું ગુપ્ત બારીએથી ચાલ્યા જવું દુષ્ટસીંહનું નિરાશ થઇ ગાતું જવું.

**પ્રવેશ ૬ ઠો**—પ્રધાનનું દુષ્ટસિંહના આવ્યા વિસે પુછવું દુષ્ટસિંહનું આવવું સુંદરીયો નીરખી તેની પ્રધાનને વાત છેવટે લાવવા નિશ્ચય પ્રધાનનું સમજાવવું દુષ્ટસિંહનું ક્રોધાવેસ થઇ પ્રધાનને ધિક્કાર આપી રજા આપવી પ્રધાને ક્ષમા માગવી છેવટે દુષ્ટસિંહનું સાન્ત થવું સઠરાયનું સભામાં આવવું દુષ્ટસિંહને સઠરાયની ખાનગી મસલત સઠરાયનું સ્નેહબાળા આપવાનું વચન દેઇ દુષ્ટસિંહ સાથે યુદ્ધે ચડવું.

**પ્રવેશ ૭ મો**—હેમચંદની જારણી સ્ત્રી કળાકુંવરીની યાર ના આવ્યાથી અધીરાઇ હેમચંદનું આવવું કળાકુંવરીની કળા વિદુસકનું અંગવાકય ધરાણા સભા કરાવવા રકઝક છેવટે દાગીના લેઇ સભા કરાવવા હેમચંદનું જવું અલ્લીખાંનું આવવું પૈસા નથી એમ

સમજાવવું પ્રેમ ઘેલી કળાકુંવરિએ માળા આપવી અલ્લીખાંનું ખુશી થવું રંગ ભોવનમાં રંગ અલ્લીખાંનું જવું હેમચંદનું આવી સમી કરાવવા માળા માંગવી કળાકુંવરીનો ક્રોધ માળા નહિં જડતાં રકઝક કપુરચંદનું આવવું સાંતવન કરી હેમચંદને સાથે લઇ જવું.

---

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સુરપુરીમાં સુરસેનની કચેરી સુરસેનના પ્રધાન સાથે સઠરાય ગયાના સમાચાર નથી તે વીસે સોચ દુતનું દુષ્ટસિંહે આપેલો પત્ર લઇ આવવું પત્ર વાંચી સુરસેનનું ક્રોધાવસ થવું પ્રધાનને સૈન્ય તૈયાર કરી પુર બહાર લઇ જવા આજ્ઞા દુતને જવાબ આપી અંતહપુરમાં જવું.

**પ્રવેશ ૨ જો**—રાણીએ રણ દુંદભીનું સાંભળવું અપસુકન થવા સ્નેહબાળાએ અપસુકન વિસે પોતાની માતાને કહેવું બન્નેએ ઇશ્વર સ્તુતી સુરસેનનું આવવું રાણીનું પુછવું યુધ્ધે જવાની રજા માગવી રાણીની રકઝક સ્નેહબાળાનો શોક છેવટે જાય છે.

**પ્રવેશ ૩ જો**—સુરસેન સામું સઠરાયનું આવવું ધિક્કાર આપવો સુરસેન તથા દુષ્ટસિંહની લડાઇ સુરસેનનું રણમાં પડવું પ્રધાન સાન્તિલાલ બાલુક તથા પોતાના પુત્રને નાસી જવા કહેવું બાલુક તથા પ્રધાનપુત્ર અમૃતલાલનું ના પાડવું છેવટે હા પાડવી પ્રધાને માદળીયું બાલુકરાયને આપતું તેનો ગુણ બતાવવો બાલુક તથા અમૃતલાલનું છુપી રીતે જતું રેવું પ્રધાન તથા સઠરાયની લડાઇ છેવટે પ્રધાનનું લશ્કર સહીત કામ આવવું સઠરાય તથા દુષ્ટસિંહનું નગરમાં જવું.

પ્રવેશ ૪ થો—કળાકુંવરીને નાસી જવા વિચાર અલીખાનું આાવવું કળાકુંવરીએ નાસી જવાનું કહેવું અલીખાનું ત્યાં જઇ શું કરવું કળાકુંવરીએ રૂપીયા દશ હજારના દાગીના લઇ નાસી જવા વીચાર બતાવવો અલીખાની દાગીના જોઇ હા પાડવી દાગીના કળાકુંવરીએ કાઢી આપી મીયાની પોટલીમાં બંધાવી બારણાં બંધ કરિ જતુ રેવું વાંણીયાનુ થાકી ઘેર આવવું બારણા બંધ જોઇ બારણાંનું તાળુ ત્રોડી અંદર જવું દાગીનાની પેટી નહી જોવાથી પોકારસાથે રૂદન વાણીયાનુ ભેગું થવું છેવટે શિક્ષા.

પ્રવેશ ૫ મો—દાસે આવી રણસંગ્રામના રાણી પ્રભાવતિને સમાચાર રાણીનું રૂદન મોરછા સાવચેતી સ્નેહબાળા પોતાની માને રોતાં જોઇ ગભરાવું દાસીએ વ્રતાંત કહેવું સઠરાય તથા દુષ્ટસિંહનું આવવું સઠરાયે પોતાની માતાને બોલાવવું સઠરાયનો શબ્દ સાંભળતાં પ્રભાવતિનો ક્રોધ સઠરાયને ધિક્કાર આપવો સ્નેહબાળાએ ધિક્કાર આપવો સ્નેહબાળાને પકડવા સઠરાયે સિપાઇને હુકમ સીપાઇને દૂર રાખવો પોતાના ભાઇ સઠરાયને ધિક્કાર આપવો મેં દુષ્ટસિંહને વચન આપેલું છે એમ સઠરાયનું કહેવું સ્નેહબાળાનું મોરછાવસ થવું સ્નેહબાળાને સીપાઇઓએ પાલખીમાં નાખી લેઇ જવું પ્રભાવતિએ પૂર્ણું ધિક્કાર આપવો સત ચડવું અગ્નિ ચિતામાં બળી મરવું સઠરાયનું ગાદીએ બેસ.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—રતનગઢિના રાજા સત્યસિંહના પુત્ર કોમળસિંહવેરે સ્નેહબાળાનો વિવાહ કરેલો છે રાજાએ પોતાનો પુત્ર

સદ્‌ગુણીવાન છે એમ ધારિ કોમળસિંઘને શાબાસી આપવી રાણી પ્રભાવતિનો સ્વાર સાથે પત્ર આવવો કોમળસિંઘની જવા વિનતિ પુત્ર પિતાની આનાકાની છેવટે આગ્ના રસ્તામાં યોગીવેસે બાલુકરાય તથા પ્રધાનપુત્ર અમૃતલાલને મારવા મોકલેલા દુષ્ટોએ ઓળખવું પ્રધાનપુત્રને જખમી કરવો બાલુકનો પોકાર કોમળસિંઘનું મન આ જોઇ ક્રોધાવસ થવું સેવકોને ઠેર કરવા હુકમ દુષ્ટોને ઠેર કરેછે એ કોણુછે તેમ કોમસસીંઘનું પુછવું આપને સ્યામાટે હેરાન કરેછે આ જગતમાં કોઇ ધર્મી હોયછે અને કોઇ પાપી હોયછે પોતાને પ્રધાને માદળીયું આપેલું છે તેની બાલુકરાયને સ્મૃતી થતાં છોડી અમૃતલાલના ઘા ઉપર ફેરવે છે ઘા રુજાતાં અમૃતલાલ ઉઠી ભાઇને પ્રણામ કરે છે બન્યો ભેટે છે કોમળસિંઘનો યોગીઓ ઉપર વિશ્વાસ બેસવો ચાલ્યા જાય છે.

**પ્રવેશ ૨ જો**—દુષ્ટસિંહ બુટી સુંઘાડી સ્નેહબાળાને જાગૃત કરવી સ્નેહબાળનું ગભરાઇ ઉઠવું દુષ્ટસિંહ પ્રિયા કહી બોલાવતાં પ્રિયા નામ શ્રવણેંદ્ર ઉપર આવતાં ગભરાઇ સ્નેહબાળાનું ક્રોધાવેશ થવું દુષ્ટસીંહનું સમજાવવું ન માનતાં કાગાગ્રહમાં સ્નેહબાળાને નખાવવી સ્નેહબાળાનું પ્રભુ સ્તવન.

**પ્રવેશ ૩ જો**—કોમળસીંઘ તથા દુષ્ટસિંહની લડાઇ કોમળ સિંઘનું હારવું દુષ્ટસિંહે પકડી બાંધી પોતાના હાથમાં પકડી ખુલ્લી સમસેર કરી સ્હાયકનું સ્મર્ણ કરવા સુચના વિલાપસાથે પ્રભુ સ્તવન યોગીવેસે બાલુકરાય તથા પ્રધાન પુત્ર આવી ઝાડ ઓથે ઉભા રહેવું સમસેર ઉઠાવતાં બાલુકરાય તથા પ્રધાન પુત્રે બંધુકનો બહાર કરવો દુષ્ટસિંહનું પડવું પાછળ જોતાં યોગીયોનું નજરે પડવું યોગીયોનો ઉપકાર માનવો શહેરમાં યોગીયો સાથે જવું.

**પ્રવેશ ૪ થો**—કાળાગ્રહમાં સ્નેહબાળા કોમળસિંધનો દરવાજો ત્રોડવા સેવકને આજ્ઞા દરવાજો ત્રોડી અંદર જવું સ્નેહબાળાનું ગભરાવું કોમળસિંધે દુષ્ટ નાશ થયો છે એમ સુચવવું સ્નેહબાળાનું પતિજાણી સરમાઇ જવું પોતે પણ પકડાયોહતો પણ મહાત્મા યોગીની પ્રશાદીથી બચવું અને મહાત્માએ બંધુકના બહારથી દુષ્ટસિંહને માર્યાવિસે વિવેચન મહાત્મા સાથે છે એમ કહી બન્નેનું દરસન કરવા જવું સ્નેહબાળાનું પતીથી દુર રહી સરમાઇ જવું અને મહારા બંધુ બાલુકરાય તથા પ્રધાન પુત્રછે એમ સુચવવું બાલુકરાય તથા અમૃતલાલનું યોગી વેસ બદલી મુળ વેસમાં ઉભું રહેવું સર્વનો મીલાપ પોતાની બહેન સ્નેહબાળાને બાલુકરાયે ધન્યવાદ આપવો સ્નેહબાળાનું બંધુ સઠરાયની નચ વૃત્તીથી હેરાન થયાં તેવું કહેવું કોમળસિંધ પ્રત્યે સઠરાયને સીક્ષા કરવા સુચના પ્રધાનપુત્રે આપવી સઠરાયને સીક્ષા કરવા કોમળસિંધનો નિશ્ચય દુષ્ટસિંહની રાણી સુપ્રભાનું પોતાની પુત્રી લેઇને આવવું બાલુકરાયને રાજ્ય તથા પુત્રીને સોંપવી બાલુકરાયે પ્રધાનપુત્ર અમૃતલાલને રાજ્ય સોંપી કોમળસીંધ તથા બાલુકરાયનું લશ્કરસહ સ્વપત્નીયોને લઇ સુરપુર ઉપર જવું.

**પ્રવેશ ૫ મો**—અલીખાં તથા કળાકુંવરીનો નિવાસગ્રહ આનંદ પામવો સયન ગ્રહમાં અલ્લીખાં તથા કળાકુંવરીનું સુવું ચોરોનું આવવું દાગીનાસહ પેટી લેઇ નાસી જવું અલ્લીખાં તથા કળાકુંવરીનું જાગવું પેટી વીષે પુછવું બન્નેની રકઝક મીંયાનો પસ્તાવો ફકીર વેસ લઇ ચાલ્યું જવું કળાકુંવરીનો પોતાની જાતને ધીક્કાર આપવો આખરે ઝેર ખાઇ મરણ પામવું સત્યનો જય અને પાપનો ક્ષય.

**પ્રવેશ ૬ ઠો**—સુરપુરીનું મેદાન કોમળસીંધ તથા સઠરાયનું સામસામા હથીયાર કાઢી ઉભું રહેવું કોમળસીંધનો સઠરાયને ધીક્કાર આપવો લડાઇ બાલુકરાયનું અભીમાન ન ધસવા વીસે સમજાવવું સઠરાય બાલુક ઉપર ધસે છે બંનેની લડાઇ કોમળસીંધે પાછળથી સઠરાયને પકડી કેદ કરી લેવો.

**પ્રવેશ ૭ મો**—બાલુકરાએ સભા ભરવી સઠરાયનું બંધન સ્થિતિમાં કોમળસિંધે તેડાવવું બાલુકરાએ ધિકાર આપવો સ્નેહબા-ળાનો ઠપકો આપવો પોતાનાં કરેલાં કૃત્યનો અફસોસ બાલુકે બંધ ત્રોડાવવા ભાઇનું ભેટવું બાલુકરાએ સઠરાયપ્રતિ ગાદી બેસવા વિનવ-ણી સઠરાય પોતાના દુસકૃત્યથી સર્વને દુખી કર્યાનો અફસોસ સઠ-રાએ બાલુકને ગાદી આપી પોતે તિર્થ કરવા જવું પ્રજાના જયજય-કારના પોકારો સર્વ પાત્રો ઇશ્વર પ્રાર્થના.

સમાપ્ત.



## સુત્રધાર તથા નટી પ્રવેસ કરી.

સુત્રધાર—પ્યારી આ રંગ ભોમી શી સુશોભીત લાગે છે.

નટી—સ્વામીન તેનુ વર્ણન મહારાથી ન થઇ સકે તેવું છે

સુત્રધાર—પ્રિયતમ આજે તમોને કાંઇ ખબર છે કે

નટી—શી વહાલા !

સુત્રધાર—વહાલી આજે આપણે સ્નેહબાળા નામનો નાટક ભજવવાનો છે માટે તહારે પણ તેમા ભાગ લેવો જોઇસે

નટી—જેવી પ્રાણેશની આગ્યા

સુત્રધાર—કોમળાંગી વખ્ત ઘણો જાય છે માટે સતવર થાઓ કારણ હજું ઘણું કામ આગળ વખ્ત ઉપર છે. પણ

નટી—વહાલા સ્યા વિચારમાં તલ્લીન બન્યા છો

સુત્રધાર—હજું મહારો મીત્ર કેમ નાવ્યો

નટી—પ્રાણેશ સાંતિનગ્રહો હવડાં આવશે

સુત્રધાર— ગીતિ

રે રજની આ જાએ થાએ ઘણી ખોટી,
આવ આવ મુજ મીત્ર આશ તુજ તણી મોટી.

વિદુસક—પ્રવેશ કરી હેં હેં આ ઢોંગ શા અને આટલી બધી ગડબડ સેની

સુત્રધાર—અહો વહાલા મિત્ર આ કાંઇ ઢોગ નથી પરંતુ એક સતિના સત્યનો ખરો પ્રકાશ બતાવવાનો છે

વિદુસક—શું એવી તે સતિ કેઇ અનસુયા, અહલ્યા, દ્રુપતી.

સુત્રધાર—ના ના મેં ગઇ કાલે કહી હતી તે

વિદુસક—હાં હવે તો ઠીક આતો સ્નેહબાળાનું નાટક ભજ-
વવા કહ્યું હતું તેજકે

સુત્રધાર—હા મીત્ર પણ તહારે તેમાં ભજવવા અગ્રેશ્વર
થવું પડસે

વિદુસક—ભલે આપણી ના નથી પણ......

સુત્રધાર—પણ શું

વિદુસક—લાડુનું પણ......

સુત્રધાર—ભાઇ લાડુ પણ મળશે ધીરજનાં ફળ મીઠાં છે.

વિદુસક—તો બંદા પણ ભડસે તેને ક્યાં તમે દીઠાછે

સુત્રધાર—ના ભાઇ અહિં કાંઇ ભડવા બડવાનું છે નહિં

વિદુસક—ત્યારે

સુત્રધાર—આતો સર્વનાં મનરંજન કરવાનું

વિદુસક—તેમાં શી મોટી વાત એતો બંદાને કરવાનું
ચાળા પાડતો

સુત્રધાર—અરે તુંતો સદાયનો આમજ રહ્યા

વિદુસક—હા બંદાતો આમને આમ સાધે છે પોતાનું કામ
મસ્કરીજી મઝા કેડી અચે આનંદ એડી
મસ્કરીમેં મીડે લડુ મસ્કરીમેં માન
મુંજી બી લેરી બને એડો મસ્કરીજો કામ. હા બંદાતો.
મસ્કરીજી કેડી મઝા રૂપીયા મીડે સઝા
ઉડે લાડુજી લેરૂં સારી અચે ગમ્મત ભારી. હા બંદાતો.

સુત્રધાર—રે રે આ બધા સદગ્રહસ્થો તહારી મસ્કરી કરસે
ભાષાનો ભોમીઓતો ભારે છો ને

વિદુસક—ત્યારે તમો કોને

સુત્રધાર—સું કહું કપાળ

વિદુસક—તો આ બંદાના પોબાર

સુત્રધાર—એ એ આમ આવ

વિદુસક—ઘેર જઇને ધાવ

સર્વ પાત્રો

સ્તુતિ.



જય જય અવીનાશી, વહાલા જય જય અવીનાશી.
દુઃખ દુર્ગમને દળને વહાલા, હોમજનાવાશી. વહાલા.
ધ્રુને પદ અવિચળ દીધું, ટાળી અહલ્યાની ઉદાશી. વહાલા.
સુદામાનાં સંકટ કાપ્યાં, ભાજી વીદુરની ખાશી. વહાલા.
મીરાંનાં હળાહળ હરીયાં, કીધાં અમર નિવાશી. વહાલા.
દ્રુપતિનાં ચીર પુર્યાં, રહ્યા કૌરવ વિમાશી. વહાલા.
કંશ કેરા કાળજ કીધો, મારી પુતના માશી. વાહાલા.
કેશવલાલ પર કૃપા કર તું. કૃસ્ન કમળા વિલાશી. હાલિા.



# સ્નેહબાળા નાટક મોટું.

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો. સ્થળ સુરપુરી.

**પ્રભાવતિ**—પ્યારા આપ ચીંતામય અહોનિશ દર્શાઓછો તેનું કારણ શું છે, તે આ દાસીને કૃપા કરી જણાવશો.

**સુરસેન**—પ્યારી સૂર્યવદની તે દુખ કહેવા જતાં મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. મહારી મનોવૃતિ મહારા વશ નથી રહેતી અરે મહારો કાળ છેક મહારી નજદીક આવતો જણાય છે એ સંભારતાં મ્હારૂં અંગ ક્રોધાગ્નિથી સળગી ઉઠે છે, હાં જે ફળની આશા ધારી ઉભો હતો, પરંતુ તે આશાને બદલે નિરાશા થઇ છે. અરે મ્હારી મેળવેલી કિર્તિ ઝંખી થશે, મહારા વૃધપણાને લાંચ્છન લાગસે, પ્યારી શું કહું અરેરે જેણે મહારૂં જીવન ઝેરવત કીધું છે, હાં આશાનું પગલું હેહુંજ, પુત્રના પગ પારણામાંથીજ વર્તાયછે એ કહેવત ખોટી નથીજ.

**પ્રભાવતિ**—નાથ એવું શું છે.

ગાયન.

જીવતર થીયું ઓશીઆળું એ રાગ.

**સુરસેન**-ક્યમ કરી ધીર ધારૂંરે, વૃદ્ધ પણે ક્યમ કરી ધીર ધારૂં

રાત દીને તનડું બાળું, વાળુ ક્યમ મનડું મારૂં;
અંતર ઉઠે ઝારી, ઝાળું ઝાળુંરે. વૃદ્ધ પણે.
છોરૂ નિવડ્યું જેવું નઠારૂં, થયું જીવતર તેનું ખારૂં;
વૃથા જીવન હાવે, ગાળું ગાળુંરે. વૃદ્ધ પણે.

દીને રાતે વિચારૂં, સુજે ના એકે સારૂં;
ટાળું આ તનડું, પ્યારૂં પ્યારૂં રે. વૃદ્ધ પણે.
કુળે કલંક લાગે કાળું, લજ્યા બારે દેવાએ તાળું;
નજરે શું મહારી, ભાળું ભાળુંરે. વૃદ્ધ પણે.

**પ્રભાવતિ** ગિતિ.

સ્વામી ધૈર્ય ધારિ, વિચારિ રદીએ,
જોરે હરી ભજતાં, દુઃખ ટળસે સરવે.

પ્યારા પતિ આપ હ્રદયમાં ધૈર્યતા ધારણ કરો, પરમાત્મા સર્વની સહાય કરનાર સમર્થ છે, તેને આખા જગતની ચિન્તા છે માટે આપ શા માટે ચિન્તા ધારોછો, આપ બાલુકરાયને યુવરાજ આપો અને તેની સંભાળ આપ રાખો.

**રાગ કાંઇ નથી સુખ સાધનમાં**

સ્વામીજી ધૈર્ય ધરોમનમાં, દહોના તાપ અંતરમાં
છે રત્ન નાનો ધનમાં.....સ્વામીજી.
તે ગુણનો આગાર છે, વૃત સત્યમાં સુખકાર છે,
સુદ્ધ ક્ષત્રીના વિચાર છે, ભક્તિ ભુવન ભંડાર છે,
રૂપમાં અતિ રસાળ છે, વિદ્યા તેજ અપાર છે,
રાજ્ય કાજ ચીત ચાહ્ય છે, મનમાં-તનમાં-સ્વામીજી.

**સુરસેન**—પ્યારી તહારા મતને હું અનુમોદન આપુંછું મ્હારા હ્રદયમાં પણ તેજ વિચારરૂપી વૃક્ષો રોપાયાં હતાં, માટે હાલજ હું પ્રધાનને બોલાવું છું. સિપાઇ

**સીપાઇ**—જી મહારાજ આજ્ઞા

**સુરસેન**—જલ્દી જાકે પ્રધાનજીકું બુલાઓ

**સીપાઇ**—જેવી મહારાજાની આજ્ઞા

**સાંન્તિલાલ પ્રધાન પ્રવેશ કરી**—મહારાજા વંન્દન કરૂંછું

**સુરસેન**—પ્રધાનજી કલ્યાણમસ્તુ

**પ્રધાન**—મહારાજા શી આજ્ઞા છે તે કૃપા કરી આ સેવક પ્રત્યે ફરમાવશો.

**સુરસેન**—મહારી વય છેક વૃદ્ધાવસ્થાને પહોંચવા આવી છે, પરંન્તુ પાટવી પુત્ર લાયક ઊમ્મર છતાં રાજ્યલાયક ન હોવાથી, મહારી ઇચ્છા બાલુકરાયને રાજનું પદ આપવા પ્રગટ થઇ છે, અને રાણીનો મત પણ તેવોજ પડે છે, માટે તમો સ્યો મત આપોછો તેજ માટે આપને બોલાવવા માત્ર જરૂર છે.

**પ્રધાન**—છત્રપતિ, તે આપનો મત રૂડો છે, તમો તમારી પ્રજાને સુખ આપવા અને ન્યાય આપવાજ ઇચ્છોછો, તો આપનો આ સુવીચાર યોગ્યજ છે.

**સુરસેન**—ધન્ય છે પ્રધાન તહારા જેવા સત્યતાથી વિચરનારા પુરૂષો જગતમાં થોડાજ હશે હવે વખત ન લગાડતાં સત્વર ગોરને બોલાવી સુમુહુર્ત જોવડાવો અને ગાદી ઉપર બેસાડવાની તૈયારી કરો.

રાગ આપનો હુકમ શીશ ચડાવી એ ઢબ.

આપનો હુકમ સીસ ચડાવી, જાઊં સત્વર હું આભારી;
સર્વ તૈયારિ સત્વર કરૂંછું, ધન્ય દીવશ હું આજે ગણુંછું.

## પ્રવેશ બીજો સ્થળ સભા.

**નેકીદાર**—ખમા મહારાજાધિરાજા શ્રી સુરસેન મહારાજાને ઘણી ખમા સર્વ સભા ઉભી થઇ પ્રણામ કરે છે સુરસેન સિંહાસનપર બેસે છે.

સુરસેન—પ્રધાનજી ગોરને બોલાવ્યા કેમ

પ્રધાન—જીમહારાજ સેવકની સાથે કહાવ્યું છે

ઘેલોભટ—પ્રવેશ કરી મહારાજા કલ્યાણ થાઓ એવી આ બ્રાહ્મણ આશીષ આપે છે.

સુરસેન—આપનું વાકય ફળો મહારાજા આજે બાલુકને યુવરાજ અર્પવુંછે માટે સુમુહર્ત જુવો.

ઘેલોભટ—મહારાજા બાલુકરાયને કેમ

સુરસેન—સઠરાય, રાજ્ય યોગ્ય ન હોવાથી

ઘેલોભટ—બરોબર મહરાજ તે આપનું કહેવું ખરૂં છે. તેમાં તો નામા તથા ગુણાં, નામ પ્રમાણે જ ગુણ છે, લ્યો જોવું છું

ટીપણું કહાડી આંગળાના વેઢા ગણતો ગણતો અને ટીપણું ઉકેલતો ધન, મકર, મીન, વરખ. કન્યા, તુલા કરતો કરતો.

ઘેલોભટ—લ્યો મહારાજા મુહુર્તતો આજે અત્યારથી સાડા બાર સુધી સારૂં છે સાંભળો.

ગાયન.

સુણો રાએ કહું છું વિચારિ કહું છું વિચારિ
બાલુક રાયની બુદ્ધી છે સારિ.
વેરી સરવે થર થર કાંપે
સત્યવાદી થાસે એ આપે
પ્રજાને સુખ પુર્ણું આપે
જામે કીરતી જગ્તે સારિ——સુણો રાએ.

સુરસેન—ધન્ય મહારાજા આપની અમીદ્રષ્ટીથી સર્વે વસ્તુ સારુ થસે સર્વે પ્રજાને બોલાવો અને હાલજ ગાદીએ બેસાડો.

સર્વે પ્રજા આવે છે અને ગાદીએ બેસારવા પ્રારંભ કરે છે બ્રાહ્મણો વેદાધ્યનના ચાળા કરે છે.

નાયીકજનો રાજગીત.

ધન્ય ધન્ય દીન આજે અમ છત્રપતિ,
વિજય બાળા પ્રેમમાળા પરોવતી;
નરવર–સરવર–અમપર–સુખકર–જયામોરસતિ.
વિજય બાળા, પ્રેમમાળા, પરોવતિ,
હરસી વરસી નૃપ પ્રત્યે પ્રણુવતિ;

સાખી— પ્રેમ નેમની રીતથી આરોપી વરમાળ,
હરષે વરસી સુંદરિ પ્રેમી પ્રેમે સ્ફુરાય;
અહોદિન તપો છત્ર છાયા છતિ,
કિરતિ વિસ્તર્ણહો રાય ચુડામણી;
આનન્દે–સુખકન્દે–મોહફંદે–પ્રજાવન્દે–સ્તવતિ–ધન્ય.
બાલુક ભુપાળ પ્રેમીનૃપાળ પ્રજાવિનવતિ,
ઊમંગ રંગ ઉભરાતો ઉતંગ અતિ;

સાખી— આપકંઠે આરોપીએ પ્રેમી પ્રજાને હાથ,
ધન્ય સહાય કરિ ઘણી વહાલા વીશ્વનાથ—ધન્ય.

પ્રજા હાર અર્પે છે જય જયના પોકાર સાથે પુષ્પોથી વધાવે છે.

બાળાઓ— સહીયર સુખકર એ રાગ.

આવો સહીયર આપણુ આજ ઊમંગ ઊરમાંધરિયે,
બેસે બાલુકરાજ્યાસન સ્રંગાર રૂડા સજીયે;

સુંદીર સોભે રાજવી, સિરછત્ર શોહાય,
જાણે અવનવો આવીયો સખી અવનીપરે ઇંદ્રરાય–ઉમંગ.
ફડી છટાએ કેશરી બાણભ્રગુટી કબાન,
રૂડું રાજ્ય દીપાવતો જાણે ઉગ્યો સુખકર ભાણુ–ઉમંગ.
પુષ્પહાર ગ્રીવા પડયો સોહે કલંગી સીર,
અમપર અમલ એનો હજો સખી અવીચળ શ્રીરઘુવિર–ઉમંગ.

બાળાઓ જાય છે.

લાડુડા લાડકો થામાં એ રાગ.

બ્રાહ્મણ પહેલો–લાડુડા શું લેરછે તારી, આજે આનંદ ભારી,
બીજો— બાલુક રાયને બેસતાં, પાટે લાડુ લેશું સપાટે;
ખાઇ પીને સુ સું ખાટે––લાડુડા.
લાડુ જોઇએ લચપચતા, માંહે ઝાઝુ ઘી,
મીસરીતો માંહે નાખવા, ખસખસનાં બી––લાડુડા.
સાક તો સુંદીર જોઇએ, ઝાઝો મશાલો તેલ;
વેશણુ વધાર માંહે, મરચાનો શો મેળ––લાડુડા.
કમોદકેરા ભાત જોઇએ, તુવેરની માંહે દાળ,
ઢોકમ વેશણુ ધાણા લીલા, બને શું રશાળ––લાડુ૦
વિદુસક— બ્રાહ્મણને બશ લાડુ, ભરીવળા હેમનું ગાડું;
કેઉઠાવું જાણે ખાડુ,––લાડુ.

હા હા બરાબર એવુંજ.

વારાંગના.

લોચનીયા લોભી રીહાં રંગ ભર રસીયા––લોચનીયા
ગલેમેં સોહે હારતેરે બીચ બીચલાલ લીલચીયાં રંગ

શીશપે સોહે ફુલનકે તોરે બીચ બીચ સાચે મોતનીયાં-રંગ
આ હાથુપે સોહે હીરા બીટી ઝીણે ઝીણે નંગ જડીયાં-રંગ
મેરે મનહર તુમહો રશીલે તો દર્શ બીન તલશ રીહાયા-રંગ
મુખ શોભે ચંદ્ર સરીખા આ કાનુપે ઝુલતે કુંડલીયાં-રંગ
આઓ આઓ મેરે રશીલે છેલે મારી મોહઆન કામન કીયા-રંગ

કામીદાસ—અરે અહીં તો સરવે ઉધું વળ્યું પણ ભાઇનો પતો ક્યાં હોય.

પણ મ્હારો મીત્ર છે માટે જલદી જઇ તેને ખબર આપું ગમે તેમ પણ મ્હારો મીત્ર છે.

## પ્રવેશ ૩ જો.

સહરાય—અરે હું છેક દુર આવ્યો મ્હારા હાથથી સિકાર છટકી ગયો અહો એ હરણે મને હંફાવી નાખ્યો, પરંતુ મ્હારા હાથે ના પડ્યો માથે તાપ પણ સખ્ત પડે છે, મ્હારૂં માથુ દુખવા આવ્યું પરન્તુ ફીકર નહી આ સામે પાપી હરણ દેખાય છે, ચાલ આ વૃક્ષ ઓથે છુપાઇ એ પાપી ને ઠેર કરૂં ત્યારેજ મારા દીલને શાન્તિ વળશે.

ગાયન.

દીપચંદ-કમળા-

કૃસ્ન ભજન વેપાર, કરમન કૃસ્ન ભજન વેપાર,
સગાં કુટુંબી કોઇ નહીતારાં, સ્વાર્થનો સંસાર. કરમન.
માત તાત ને ભ્રાત તે ખોટાં, નારિ પુત્ર વિકાર,
અંતકાળે પલના રાખે કોઇ, કરે કાઢો કાઢો પોકાર- કર.
કાયા કાચો કુંભ છે જાણો, વણસતાં નહિવાર,

ધન બંગલા તેરે બગીચા, પડયું સહુ રહેનાર- કર.
સુખ સજ્યાએ એસ કરે શું, હોમશે અગ્નિ મોઝાર,
જમદુત ક્રુર છે કાળા, દીસે દયા ન લગાર-કર.
આખર સહુ પડયું રેશે એ, ભલે મેળવ લાખ હજાર,
હરી ભજન વિન સુનુ સરવે, કેસવ કાંઈ વિચાર- કર.

સ્હામેથી કમળા તથા તેનો પતિ દીપચંદ કૃસ્ન ભજન કરતાં આવે છે, તેથી હરણ છટકે છે, સઠરાયે ક્રોધાવેશથી. અરે મેં મહા મહેનતે સીકાર પ્રાપ્ત કીધોતો છતાં દુષ્ટ તેં છટકાવ્યો માટે તુંજ મહારો સિકાર લે, કહી બંધુક મારે છે દીપચંદ કૃસ્ન કહી પૃથ્વીપર પડેછે કમળા ગભરાયછે છેવટે ક્રોધાવેશથી.

કમળા— અરે પાપી તુને કોટાનકોટી ધીક્કાર છે, અરે પાપી મ્હારા પતીને માર્યો માટે મને પણ માર ચાંન્ડાલ અરે હું સૌભાગ્યવતિનો તે સૃંગાર ઊતરાવ્યો, અરે હવે મહારૂં જીવન હું કેમ કહાડું પાપી તહારા મનની વિશે કોઇ પ્રકારનો દયાનો અંકુર સ્ફુરાયમાન ન થયો, અરે ચંન્ડાલ હું મારા પ્રાણ તને અર્પણ કરીશ ને સ્ત્રી હત્યા આપીશ પણ પાપી પ્રથમ તહારા પીતાને કહી પછી તહારી વલે કરાવીશ કે જેથી કરી હત્યારા ફરીથી આવાં દુસ કૃત્ય કરવા ના પામે.

દુષ્ટરાય—અશ ચુપ નહી તો આ ખંઝરથી તારા પણ પ્રાણ મુક્ત કરીશ (એમ કહી આલીંગન કરવા માટે ધસે છે.)

પાસે આવી—કેમ પ્રીયા વશ થાય છે કે નહિ.

કમળા—છટ છટ પાપી દુર,

દુષ્ટરાય—કેમ થાય નારી દુર;

કમળા--નફ્ટ ખસ ખસ,
દુષ્ટરાય—નહિ બોલ બશ બશ;
કમળા--નહિ ચુકનારી સત,
દુષ્ટરાય--ચુપ લવારી કરી.

આમ કહી આલીંગન આપવા જાય છે, અને કમલા દુર ખ· શી ખસ ચં-ડાલના રાજા.

## લલીત.

અરર ઇશ્વરા, સ્હાયરે કરો,
દુષ્ટને પ્રભુ, આપરે હરો;
પડી પ્રભુ હવે, દુષ્ટ પાસમાં,
પતિ ગયા અરે, સુર સાથમાં.
કેમ કરૂં હવે, અરર હાયરે,
જુલમ પાપીનો, નવ સહેવાયરે;
લજયા માહરીરે, રાખજો તમે,
અબળા વિનતી, ઉરમાં ધરો.

## ગાયન.

પંથી- ગડબડ ઝડબડ શાંછે અલ્યા જોને ત્યાંહે,
કાંઇક લડવડ વડવડ દેખાએ તે માંહે;
લુંટારો કોઇ લુંટે છે ઉગારો ઝટ એને,
હરી તણો ડર ઉરેના ધારે હીખામણુ ઘો તેને. ગડબડ.

આ સાંભળવાથી એરફમ સઠરાય સ્વાર થઇ છટકે છે.

પંથીઓ—અલ્યા ઉભો રે આવું કામ કરી ચ્યાં નાઠો છે.

પંથીઓ—અરે બાઇ તુ કોણુ છે ?

કમળા—બાઇ આ પાસેના નગ્રમાં હમો રહીએ છીએ.

પંથીઓ—ને બાઇ આ પાપી કોણુ હતો ?

કમળા—બાઇ એ ત્યાંના રાજાનો પાટવીકુમાર છે તે મારા ધણીને મારી મહારી ઉપર જુલમ ગુજારતો હતો એટલામાં તમો આવી પોંચ્યા.

પંથીઓ—અરે બાઇ ભાગો નીચર મરા દીચરાના આવહે તો આપણુને પણુ મારી નાખહે ભાગ મળાકે આપણે આંહી આગ્યા સર્વ નાશી જાય છે.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-સભા.

કમળા રોતી નગ્રમાં આવે છે તે બધાને વર્તાંત કહે છે તેથી નગ્રના વણીક સભામાં જાય છે.

નેપથ્યમાંથી—ફરીયાદ ફરીયાદ મહારાજા ફરીયાદ.

સુરસેન—અરે આટલી બધી શી ગડબડ છે.

ચોપદાર—મહારાજા બણીયે લોક ફરીયાદ કરનેકું આતેહે.

સુરસેન—ખુશીશે આનેદેઓ.

માથે મટુકી લઇ જાઊં, એ રાહ.

વણીકો—એ...નહિ નહિ રેવાય આવો અન્યાય કેમ સેવાય,
હવે રાજા છે ઉલ્ટી સલામ, હમે રેસું હવે બીજે ગામ
પુત્ર તમાડો બગડો છે હાય એ...નહિ.
આમ આબરૂ નવ રાખે, કેમ પ્રજા સંટાપ આ સાંખે,
વણુ વાંકે શું મારી નાખે એ...નહિ.

વણીક હમો રાંક કેવાયે આમ નારીની કેડે થાઓ
લજ્યા લોકોની આમ લેવાઓ એ...નહિ.

**સોમચંદ**—અડડ મહારાજા આડા ભાઇને માડી નાખો ટમાડે કુંવડે ને માડી ભાભીની આબડુ લેવા ટીયાડ થયો.

**સુરસેન**-- ગીતી

સાંન્ત રહો આવારી ધારો ધિરજ મનમાં
વચન તમારૂં સુણી હોળી પ્રગટી મુજ તનમાં
જલદી પુરની બહારે કાઢું દેસની પારે
ફરી આવવા ના પામે સુખ થાસે મુજને ત્યારે

**કમળા પ્રત્યે**-કમળા બહેન મારા પાપી પુત્રે આપને આ જગતમાં પતિહિન કર્યાં છે પરન્તુ આપ મહારી બહેન છો તમારૂં વર્ષાસન બાંધી આપુંછું આપ અવકાશે આવી તમારી ભાભીની ખબર લેશો.

**વણીક**--હા મહાડાજ તો તો ઠીક.

**સુરસેન**—હું તે પાપીને હાલજ દેશવટો આપુંછું ( સર્વે જાય છે. )

**દુષ્ટરાય**—અરે આજે પુરમાં પ્રવેશતાંજ અપસુકુન સુચવે છે પરન્તુ કાંઇ ફકર નહિ અલબાહાદુરને કોણ છેડી શકે તેમ છે પણ આજે આ આટલી બધી ધામધુમ શીછે કામીદાસ સામો મસે છે.

**સઠરાય**—કેમ મીત્ર આજે આટલી બધી ધામધુમ શીછે.

**કામીદાસ**—ઘર ઘલાયું તે છે.

**સઠરાય**—તમારા બોલવામાં કશી ખબર પડતી નથી માટે જે હોયતે સત્વર કહી દો.

**કામીદાસ**—ભાઈ આપનો રાજ્યહક્ક તોડી બાલુકને રાજ્યાસન આપ્યું.

**સઠરાય**—હેં બસ મારા પ્રત્યે આવું કપટ કરીને તે કેટલીકવાર વસવાના હતા, એક સિંહને છેડીને શિયાળવાં કેટલીકવાર કુશળ રહેશે. હાં બાલુક ગાદીએ બેશી કેટલીકવાર રાજ્ય કરશે. તેણે મારૂં પુર્ણ રીતે અપમાન કર્યું છે, પરન્તુ આ મારી સમશેરથી તેનું શીર જુદું કરીશ.

**કામીદાસ**—ભાઈ હવે બોલવું નકામું છે. ત્યાંતો હુકમ વગર જવાએ નહી પામો.

**સઠરાય**—હાં, હાલજ સભામાં જાઉંછું ને જોઉંછું; એમ કહી જાય છે.

**કામીદાસ**—જોઇ રહ્યા ભાઇ. ચાલો આપણે તો ઘેર જે થાય તે છેટા રહીને જોઇશું.

**ગાયન.**

બસ સભામાં જાવું, (ટે) હું વેર લઇને આવું;
સુરસેનને બતાવું સપારો, પડે હેઠો ગોથાં ખાતો;
જઇ બાલુકને સંહારૂં. બસ.
કરી દગો મારી સાથે, આપ્યું રાજ એને હાથે;
નક્કી ભુંડું તેનું થનારૂં.... બસ.

એકદમ સભામાં જવા માટે સઠરાય જાય છે.

**પહેરેગીર**—અબે સભામેં ઘુસનેકા હુકમ નહિ હે.

**સઠરાય**—અરે તું મને રોકનાર કોણ છે. એમ કહી સમશેરથી મુસ્તક ઉડાવે છે અને સભામાં જઈ પોતાના પીતા પ્રતે કહે છે. અરે મારી ગાદીના હક્ક ઉપર કોની તાકાત છે કે તે

બેશી શકે હજુ આ મારી સમશેરનો સ્વાદ ચાખ્યો નહિ હોય માટે આવી જાઓ સામા અરે બાહુક તહારૂં મુસ્તક તો હાલ૦૮ ઉડાવું છું.

**સુરસેન**—ક્રોધાવેશથી સમશેર ખુલ્લી કરી અરે પાપી તહારે શ્યામ મુખ જોવા હું ઇચ્છતો નથી.

ક્ષત્રીકલંક.

ધીક ધીક દુષ્ટ ચંડાળ, શ્યામ મુખ બતાવે શાનેરે;
કર્યો પાપી તેં એકેકાર, ડરાવે તું શું મુનેરે.
કરી આશુરી કર્મ અનીત — શ્યામ.
પરદારા પુત્રી તણી લુંટ — ડરાવે તું.
હાય હાય લજવ્યું મુજ નામ — શ્યામ.
કરે કામ નીચ હરામ — ડરાવે તું.
મમ રૈયત રાંકડી જેહ — શ્યામ.
કરી દુઃખી દુઃખી દુષ્ટ તેંહ — ડરાવે તું.
કરી અનીતીનાં આવાં કામ — શ્યામ.
વળી રાજ્યતણી ધરે મન હામ — ડરાવે તું.

અરે દુષ્ટ મારા કુળને વીશે તું દાવાનળ રૂપી અગ્નિ ઉત્પન્ન થયો છે. પાપી તેં મહારા નામને અને ક્ષત્રી રીતીને પુર્ણ રીતે એબ લગાડી છે, તારૂં શ્યામ મુખ મને ના બતાવતાં દુરથા. સીપાઇ પકડો એ પાપીષ્ટને.

એકદમ પકડી લે છે અને સમશેર લઇ લે છે.

**સુરસેન**—તે પાપીષ્ટને કેદ કરો. મહારી સમક્ષ ના રાખો.

**બાહુક**— કુર નશીબે, એ રાજ.
ક્ષમા કરોને પિતા આવારી,

પુત્ર દોષ ના હૃદયે વિચારી,
હો એ......પુત્ર જોએ......પામી,
નવ ઘટે રીસ પીતા તથાપી. ક્ષમા કરો.

સુરસેન–પુત્ર તારી દયા ને ક્ષમાવૃતિને ધન્યછે (સઠરાયપ્રત્યે)પાપી આ એક વખત તને રાજ્યની ખાતર છોડું છું, જા પાપી હવે મારા પુરમાં પ્રવેશ કરીશ નહીં અને જો પ્રવેશ કરીશ તો ઠેર કરીશ.

બાલુક તરફ જોઇ. ગાયન.

જનમો જગમાં સુકીરતી તહારી,
વામો સુકુ પરીતાપો આશીશ એ મારી;
દયા ધર્મમાં વિચરો ધારોને શુભ મતિ.
પ્રજા પુત્ર સમ પાળો ન્યાય નિતી ધારી,
વિચરો... વિહરો...ન્યાય કરો...હૃદય વરો;
સમરો દેવ મોરારી... આશીશ.
લહી સુખ મહી મહી આનંદ ઉર મહી.
રહો વિજય છત્ર ધારી.... આશીશ.

સઠરાયને છોડે છે.
બાલુક ઉભો થઇ

ગાયન,

જગતમા તે નરને...એ રાગ.
અરેરે બંધુ છે ધિક્કાર,
નહિ ઉરે શરમ લગાર અરેરે.
અરરર કર્મ કરતાં આવાં ડરો દીલ લગાર,
ક્ષત્રી ધર્મને વિસારી શું વરતો અધર્મ વ્યવહાર;
બનો અંધ શું આવાર અરેરે.

**સઠરાય**—હાં, મને બનાવી રાજ્ય ભ્રષ્ટ કર્યો છે પણ યાદ રાખજે તેનો સ્વાદ ચખાડું ત્યારેજ મારૂં નામ સઠરાય.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ બાગ.

ચાલો સાહેલી ભુવનેશ્વરીના, એ રાહ.

**સર્વે સખીઓ**—

ચાલો સાહેલી (૨) ચંપક બાગે સહુ મળીને આનંદ કરીએ,
પુષ્પ પ્રેમલ ગુંથી નીરાળી હાર કંઠેરે ધરીએ,...... ચાલો.
મંદ મંદ સુગંધ વહે ત્યાં, દેહ તાપ સહુ દુર કરીએ;
અંગ શૃંગાર અનોપમ, સજીને સરવે જઇએ,
પુષ્પ માળના હાર ગુંથીને પાછાં મન્દીર વળીએ...ચાલો.

સર્વે બાગમાં જાય છે.

**શશીકાંતા**—ચંપક લલીતા આજે તારી લલીતા તો દર્શાવ.

**ચંપકલલીતા**—બ્હેન મારામાં તે એવી શી લલીતા છે. તમો દેવી સ્વરૂપ છો, શશીકાંતા એવું આપનું નામ છે માટે આપનેજ તેતો ઘટે.

**નવયોવના**—નાના સખી આજે તો સ્નેહબાળા બ્હેનજ ગવડાવશે.

**શશીકાંતા**—બરોબર કહ્યું બ્હેન, કેમજે સ્નેહબાળા બ્હેન કોઇ દીવસ લ્હાણુમાં હવડે નથી આવ્યાં માટે આજે તો તેને માથેજ ભાર.

**સ્નેહબાળા**—લાવો શું ઉપાડવાનું છે.

**ચંપકલશીતા**—ના બહેન આપ ફરેબની વાત ના કરશો આજે આપજ ગવડાવો.

**સ્નેહબાળા**—ના બહેન આજેતો તમોજ ગવડાવો કારણ મારા જીવને ચેન પડતું નથી.

**નવયૌવના**—હા, સખી આજે આપને આપના પતી સાંભર્યા શું.

**સ્નેહબાળા**—ચરમીંદપણે, સખી તમોને તો મશ્કરીજ કરતાં આવડે છે.

**ચંદ્રકળા**—ના બહેન તે પતિપરનો પ્યારતો સર્વને સમાનજ છે એવી તો કોકજ અભાગણી હશી.

**કમળા**—બહેન બરોબર આપનું કહેવું છે.

સતીને પતી પ્રભુસમ, આ જગતમાં હે જાણવા;
પતિ સેવતીજ સાધવી, અવતાર ધન્યજ માનવા. ૧
સતિ સુંદરી પતિ ચરણ સેવી, સુખણી અતી થતી;
સંખણી પતિ નીરખતાં, અંગમાંહેરે પ્રજળી જતી. ૨
સતી સુંદરીનું પતિ પ્રેમથી, સૌભાગ્ય સર્વ ગણાય છે;
નીચ નારીનું જીવન અરેરે આ જગતે એળે જાય છે. ૩
સતિને શૃંગાર ભુષણ, પતિ તેજ ગણાય છે;
પતિથીજ સતિતણા, શૃંગાર સહુ દીપાય છે. ૪
પતિ હાર ને હીરા ધરાણું, પતિ નાણું લક્ષધા લેખાય છે,
પતિ સુવસ્ત્ર ને વિમળતા સતિને તેમ મનાય છે. ૫
પતિને સંકટ પડે સતિ, સુંદરી સોસાય છે;
કષ્ટથી પતિ પાર પાડવા, સતિ દિલમાં અતી ચાય છે. ૬

વ્યભિચારણી વિષકારણી, વામા વઢવા ધાય છે;
પતિદુર રહેવા સુખ લેવા, અતિ ચીતમાંહે ચા'ય છે. ૭
સતિ જીવન સુખકર સહુ, શીયળ ભુષણ ગણાય છે;
સંસાર કિર્તિ અચળ રહે, અંતે સ્વર્ગે જાય છે. ૮
પતિ હોય જો વિદેશમાં, સતિ તોય શાંતિ ગાયછે;
પતિ પાવડી પુંજા કરી, સતિ સંતુષ્ટ મનથી થાય છે. ૯
ભ્યંડા નારી પતિ તજી, પર પુરૂષને ચિત્ત ચાય છે;
આ સંસારે ભજ્યા સુભાવી, અંતે નર્ક વિષે જાય છે. ૧૦
મમ શિક્ષા આ ઉરમાં ગ્રહી, પતિ પ્રભુસમ જો જાણશે;
આ સંસાર તે સેજે તરે, કિર્તિ જગમાં વાધશે. ૧૧
આગે થઇ અહલ્યા તારા દ્રુપતિ કુંતા સતિ;
હજુ છે આ જગતે તેની કિર્તિ રહી ઝળકતી. ૧૨
માટે પ્રભુ પતિને ગણી, મનમાંહે સુખ માનશે;
સંસાર સુખ સરીતા વહે, ના દુઃખ કોદીન પામશે. ૧૩
સખી શું કહું રસના થકી, ના ગુણ તેના ગવાય છે;
કેશવ કહે છે કિર્તિ તેની, અચળ જગતમાં થાય છે. ૧૪

**સ્નેહબાળા**—ધન્ય કમળા આપને કોટીધા ધન્ય છે આપની સદ્બુદ્ધીથી મહાર મન સંતુષ્ટ થાય છે.

**નવયોવના**—(હાસ્યથી) બરોબર બહેન એકતો પતિ સાંભળ્યા અને વળી અનુમોદન મળ્યું ઘૃતને વળી અગ્નિ મળી એક તો બહેનનું મન વ્યાકુળ હતું અને વળી કમળાએ વધારે વ્યાકુળ કર્યું, બહેન ધીરજ રાખો આપને કાલે મળશે.

**ગાયન.**

**સ્નેહબાળા**— જાઓ જાઓ સરમાઓ,

નહિ વાત એવી લાવો...હા હા.
મનમાં જેને જેવું, પ્રત્નક્ષ દેખે તેવું,
અંતરમાં પુષ્પ સુગંધી, વરશે મુખે તે રંગી,
હૃદયની આપ જણાવો...જાઓ.

**ચંપકલલીતા**—ખરૂં કહ્યું, જેના હૃદયમાં જેવી વાસના તેવોજ ઉચ્ચાર.

**ચંદ્રકળા**—તારી કળાને કોઈ પહોંચે તેમ નથી.

**ચંપકલલીતા**—સખી મારામાંતો કાંઇએ કળા છે નહી પરંતુ કળાતો તારામાંજ વસી છે.

**સ્નેહબાળા**—શખી હવે વખત ઘણોજ જાય છે માટે હવે હાસ્યરસ છોડો કારણ પાછાં વેળાસર ઘેર જવું જોઇએ.

(અહીં મૃગીયા રમવા નીકળેલો દુષ્ટસિંહ ચંદ્રનગરનો રાજા વિશ્રામ લેવા માટે બાગ પાસે આવે છે, તેને કાને સ્વર આવવાથી છાનો ઝાડ ઓથે આવી ઉભો રહે છે. અને સુંદરીઓનું ટોળું નીરખીને સ્તબ્ધ થઇ ઉભો રહે છે. )

**પ્રેમગર્વિતા**—બરોબર, સખી આપનું મન આજે કાંઇ ધૈર્યતા ધરતું નથી માટે એક રાસડો આપજ ગવડાવો.

( સ્નેહબાળા ગવરાવે છે અને સરવે ગાય છે. )

**રાસડો.**

આવો ઓરા નણદલ વીર, વેગે વળી વળી રે;
નહિતર નાથ તજી શું પ્રાણ, પ્રેમે બળી બળી રે;
ખીલી યોવન કળી નવ રંગ, પ્રેમે લળી લળી રે,
સખી પ્રેમે લળી લળી રે.

અંગ વીયોગે નવરંગ, જશે કરમાઇ પડીરે;
શું તજી ગયા સુગંધ લેનાર, રહી આશા ભરીરે;
આશા ભરી ભરીરે, નમી નીચી વળીરે. આવો૦

**સાખી**—નમી નીચી રહી, આ અબળા આવાર;
વેગે આવો વાલમા, મમ યોવનના શણગાર,
શણગારવિના સુની આજ, દીશું ધડી ધડીરે;
સખી દીશું ધડી ધડીરે, પ્રિયતમે દીધી જકડીરે. આવો૦

**સાખી**—જકડી દીધી પ્રિયતમે, નેહ કડીથી જરૂર;
નાખી જુરકી ભાગી ગયા, શું અંતે થઇ દુર.
ક્રુર થશો નહિ સુર સાયબા, હારી હારી રે;
પુર પ્રેમેથી આ નાર, પ્યારા પ્રેમે વરી રે.
વ્હાલા પ્રેમે વરીરે, લ્યો હ્રદયા સાથે ભીડીરે. આવો૦

**સાખી**—ભીડી પ્રેમે પંથીડા, આ અબળાને આપ;
શું વહાલા વીસરી જશો, દીધી પ્રેમની છાપ. આવો૦

**નવયોવના**—શાબાશ, સખી શાબાસ, આપમાં તો નામ પ્રમાણેજ ગુણ છે, આપતો સર્વ ગુણ સંપન્ન છો ને શું મનેતો આજેજ આપની પરીક્ષા પડી, સખી આપણેતો સરમાવતાં હતાં.

**ચંપકલલીતા**—સખી પ્રેમગર્વિતા આપના પ્રેમનો ગર્વ અતાવો જોઇએ, આજતો પરીક્ષા લેવાની છે.

**પ્રેમગર્વિતા**—બ્હેન તૈયાર છું.

**ગાયન.**

બળે છે બાવળી એ આ કોયલડી,
પડે છે આંસુડાં વહાલા હૃદતો વળી;

તનડું આરે તપે વિરહના તાપે કરી,
મનડું આ મુઝએ વાદળ દળ દુઃખે ભરી;
રે રે રસીકા નાથજી ધારો કંઇ દીલે દયા;
નહિ નહિ નમેશ થશો શું વ્હાલરે વીસરી ગયા.

સાખી–મમ મન મેઘ છો દુઃખી દાદુર આજ,
બળું છું અતિ દાહથી ધાઓ ધાઓ જગરાજ,
વૃષ્ટી કરો અમી દ્રષ્ટીથી સૃષ્ટી આ સોસાય છે,
વરસી તરસીને જીવાડો જીવ આ તલપાય છે.

સાખી–બળતાને શું બાળવાં આ શીખે તમ ટેવ.
નિર્દય ન થશો નાવલા આવ આવ તતખેવ,
રે રે રસીલા રાજવી તમ દર્શવિન ટળવળું,
જો નહિ આવો આણે સમે તો નિશ્ચે પ્રાણુ હું પરહરૂં.

સાખી–ચંપક છોડના છોડ સો પ્રેમ નેમનું રૂપ,
હું કોયલડી કાળીખું દીયો સુગંધ અનુપ.

પ્રેમગર્વિતા—ચંપકલલીતા ઉઠો હવે આપનો વખત આવ્યો દર્શાવોતો તમારી લલીતા. જોઇએ

ચંપકલલીતા—બહેન આ ઉભાં થયાં.

રસીયા રસીકવર, એ રાગ,

આવો પ્રિતમવર આવો, લેવા આ પ્રેમનો લ્હાવો,
તલશું તમ દરશન માટે, નિરખું આરૂંપરૂં વાટે;
સખી કોઇ ખબર જઇ લાવો.................પ્રિતમ૦
ઘરકામ ગમે નહિ અમને, શું કહિએ વહાલા તમને;
દયા કાંઇ દીલે લાવો..........................પ્રિતમ૦

આ હિરાહાર નકામા, શૃંગાર લાગે અકારા,
વશી દુર કાં તલસાવો........................ પ્રિતમ૦
નકી પ્રાણ જાશે અમારા, ધાઓ ધાએ જીવણ વહાલા;
વરિ પ્યારા કાં તલસાવો........................ પ્રિતમ૦

**સ્નેહબાળા**—સખી ધૈર્ય ધર, તહારા પતિતો તારી દાદ હવાડે જ લેશે.

**ચંપકલલીતા**—જોયું બહેનતો વખત આવે સુકે છે. ને આપણને તો સરમાવે છે.

**સ્નેહબાળા**—શા માટે કોઇ તક સુકે.

દુષ્ટરાય— ગાયન.

અહા ખરે ઉરવશી અવતારી, દીધો કામ ફંદે ફસાવી...અહા૦
કોકીલ સ્વરી મૃગનયનીએ, શશીસમ વદન સુખારી;
ભ્રમર કારીસમ કટારી, મુજને મોહ પમાડી. ............અહા૦
જુરકી નાખી ભર્માવ્યો મુજને, મોહીની મંત્ર લગાવી;
હાવ ભાવ કટાક્ષ કોપે, મમ મન વશ કરનારી.........અહા૦

અરે આવી સુંદરીના પ્રેમનું પાન નથી કીધું તેના જન્મને ધિક્કાર છે. અહો મનહર મૃગીના સમાન જેનાં અણીદાર નેત્રો છે, સિંહના સમાન જેની કટી શોભી રહી છે, શશીના સમાન જેનું વદન સુહાસ્ય રહ્યું છે, કપોતની સમાન જેની ગ્રીવા રહી છે. દાડમની કળી સમાન જેના વદનમાં દાંત શોભી રહ્યા છે, પોયણીના પાન સમાન જેનું પેટ રહ્યું છે, હસ્તની સુંઢના સમાન જેના હસ્ત શોભી રહ્યા છે, ખીલેલા કમળના સમાન જે આંગળીઓ સહીત હથેળી શોભી રહી છે. આવી શોભામાં વળી નવીન ખીલતી જુવાની સ્ફુરાયમાન થઇ રહી છે, હંસણીના સરખી જેની ચાલ છે,

એવી અંગોઅંગ મનહર મૃગીનીઓનું ટોળું આ પુષ્પ બાગમાં ક્યાંથી ઉતર્યું, કે કામની અર્ધાંગના મને ચલાયમાન કરવા માટે આવી. ચાલ તે લલનાઓને લલકારૂં કારણ તેને શી ખબર પડશે.

દુષ્ટસિંહ— ગાયન.

પ્રેમી ઉભો પ્યારી રસ પ્રેમ પીવા કારણે,
આસા ધારી આજ આ આવી ઉભો તુજ બારણે;
આ આશજો તોડીશતો પાપ તુજને લાગશે,
નિરાશ થઇ નર પંથી આ સ્થળ તાહરૂં આ ત્યાગશે,

સ્નેહબાળા—અરે આ સ્વર ક્યાંથી આવે છે, સખી ચાલો કોઇ પર પુરૂષનો સંકેત લાગે છે.

છપ્પો.

નેપથ્યમાંથી—ગયું રાવણનું રાજ્ય તે એમાં,
ગયું કૌરવ કુળ સમુળ તે પણ તેમાં;
ભસે સકળ ગણે મર્મતણી બારીએ,
શુભાગી નહિં હતભાગી જાણજે;
પરનારીના પ્યારથી ખુવાર કંઇ નર થાય છે,
આ લોકે અપકીર્તિ પામી અંતે નરકે જાય છે,

પ્રેમગર્વિલા—રે સખી આતો કોઇ વિચીત્ર બનાવનાં ચિન્હ પ્રદીપ્ત થાય છે, હવે સત્તર ચાલો.

સર્વે બાગની ગુપ્ત બારીએથી ગમન કરે છે, અને દુષ્ટસિંહ નહી નીરખવાથી નિરાશ થઇ ઘોડે સ્વાર થઇ અને ચાલતો રસ્તામાં.

નક્કી નાશી, એ રાગ.

મુજ ચીત્ત ચોરી મારૂં, નહિં શાન્ત હવે થનારૂં; ગ૦ ઘ૦
પ્રેમ ફાંસે મુજને ફસાવી, અરેરે જગાવી ઝાળું. ગ૦ ઘ૦
ક્યારે મળે એ પ્રેમી પ્રિયારૂપ, મુજ મન સુખ કરનારૂં. ગ૦ ઘ૦
પ્રાણુ ઉડી તે પાછળ ગીયો, થયું જીગતર આ ખારૂં. ગ૦ ઘ૦
મેળવે વીશુ એરે માતુની, તો સફળ જન્મ પ્રમાણું. ગ૦ ઘ૦
નહિતો જીંદગી ઝેરી થશે આ,ઝુરી ઝુરી પીંજર પડનારૂં. ગ૦ ઘ૦
( આમ કહી દુષ્ટસિંહ જાય છે. ડ્રોપસેન પડે છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થલ દુષ્ટસિંહની કચેરી.

**પ્રેમચંદ** પ્રવેશ કરી—હજુ સુધી મહારાજા પધાર્યા નથી શું ?

**ચોપદાર**—ઘણી ખમા મહારાજા ધીરાજા દુષ્ટસિંહને ઘણી ખંમા.

(સર્વ સભા પ્રણામ કરેછે અને દુષ્ટસિંહ સિંહાસન પર બેસેછે.)

**દુષ્ટસિંહ**—પ્રધાનજી આજે મહારૂં શરીર શાન્ત નથી કારણ કે હું એક મનોવેધક બનાવ જોઇ ચાલ્યો આવું છું. સુરપુરીના પુષ્પ બાગમાં એક રમણી રંભાનું ટોળું અપ્સરાને લજ્જાયમાન કરે તેવી સુંદરીયોને નીરખી મહારૂં મન વિંધાઈ ગીઉં છે, પળે પળે તે નવોઢા સુંદરીઓ મારી નજરે ફર્યા કરે છે, તેમાં પણ એક સુંદરીની ઉપમા નો માહારાથી અપાય તેમ નથી, મારૂં ચીત્ત તેણીએ છેક બેદમ કરી દીધું છે. જ્યાં સુધી તે સુંદરી નથી મેળવી ત્યાં સુધી આ જીંદગી રદજ છે.

**પ્રધાન**—અરે તે ત્યાંના રાજા સુરસેનની પુત્રી હોવી જોઇએ,

**વિદુષક નેપથ્યમાંથી**—હાં ભાઇનું મન મળવાનું તો કાંસળ પહેલું નીસરવાનું.

**પ્રધાન**—મહારાજા આપનું કહેવું સત્ય છે, પરંતુ તે કાન્તિપુરના રાજા કોમળસિંઘના પુત્ર સત્યસિંઘને ત્યાં વેવિસાળ થઇ ગયું છે માટે તેમાંતો જબરો જંગ મચે તેવું છે. અને સુરસેન જેવા પ્રબળ રાજાની સાથે વૈર કરવું અને બીજી તરફ કોમળસિંઅ તે પણ કાંઇ જેવો તેવો નથી. તે તો સર્પના દરમાં હાથ નાખવો સિંહની મુછનો વાળ અને ભોરીંગનો મણી લેવા જેવું છે, માટે મહારાજા એથીતો દુર રહેવું. સિંહની સાથે બાથ ભરતાં કુશળ કેમ બચીએ માટે તે ઇચ્છાતો કૃપા કરી તજી દેવી જોઇએ, અને પછી જેવી મહારાજાની ઇચ્છા.

**દુષ્ટસિંહ**—અરે પ્રધાન તે બળવાન અને બીજા નિર્બળ તે સિંહ અને બીજા શું જાંબુક હશે ? ધિક્કાર છે તારી બુદ્ધીને

**ગાયન.**

ધિક ધિક તુજને અવિચારી, વદે કાયર વેણુ આવારી;
જરા સર્મ નવ ધારી લજવી જણનારી, શું દર્શાવે નિર્બળતા મારી. વદે.
દુષ્ટસિંહ નામ મારૂં હું સરવેને સંહારૂં, શું કરે સુરસેન બીચારા. વદે.

બસ ચંડાળ મહારૂં નિમક ખાઇ શું મારીજ નિર્બળતા દેખાડે છે માટે નિમકહરામીનું મારા રાજ્યમાં કામ નથી.

**પ્રેમચંદ**—હાથ જોડી, મહારાજા ક્ષમા કરો, મારા પ્રાણની દરકાર મને બીલકુલ નથી આપ હુકમ કરો તો અત્યારેજ આ દાસ પ્રાણ આપવા તૈયાર છે. હું લુણ ખાઇ નિમકહરામ નહિં થઉં.

દુષ્ટસિંહ—(ધીરજથી) આ એક વખ્તને માટે તારો અપરાધ ક્ષમા કરૂંછું ફરીથી આવું કાયર વેણુ કદાપી કહાડીશ નહિં અરે એ સુરસેન તથા કોમળસિંધ મને શું કરનાર છે. મારા પ્રબળ ભુજાઓનું બળ હજુ તેઓએ નહિં જાણ્યું હોય. મારી સમશેરના સપાટાથી સરવેનાં શીર જુદાં કરૂં, અરે દુષ્ટસિંહને કોણ જીતી જાય તેમ છે.

પ્રેમચંદ—અરે તેનું નીમકની ખાતર ઉપદેશ આપવા જતાં અપમાન થયું પરંતુ. કવીત.

મુંગેકું ગાન કહા, આસુરકું સ્નાન કેહા;
ગુનીકાકું શિળ કહા, સમુદ્રકો નીર કહા,
પ્રેમ બીના પ્યાર કહા, જારનીકું યાર કહા;
ખરસેં મીત્રી કહા, તાલ બીન જંત્રી કહા.
સ્વર બીન ગાન કહા, નુગરેકું સલામ કહા.
કાયરસે સમશેર કહા, સમાન બીન વૈર કહા.
કામ બીન પુરૂષ કહા, સતિ બીન સ્ત્રી કહા;
યોગ બીન યોગી કહા, ભોગ કહા જોડી બીન.
કહત કેશવલાલ, સુનહુ માધુ મીત્ર,
કામીકું કહા શીખાવન ચિલતંત્ર શાસ્ત્રનકા.

કામી નરોને સુવિચાર કદાપી નજ હોય.

ગાયન.

અરે ભારત ભુમીના વીર સુણો સહુ ધીર,
નારી નહિ કોની થનાર;
પરદારા શું કરતાં પ્રીતિ, ઉપજે અતીશય ભીતિ,
સમજી કરો વિચાર. નારી.

ધન માલ ધુળ મિલાવી, લાખેણી લજયા ગુમાવી;
કંઇક થયા ખુલાર, નારી.
કંઇક રણુ વીશે રોળાયા, સ્રીયા કારણુ કંઇક ફસાયા;
તે પહોંચ્યા જમપુર દ્વાર. નારી.

પ્રિયવરો ! આગળની કહેલી કહેવતો ખોટી નથી. જર, જમીન ને જોરૂ એ ત્રણે કજીયાનાં છોરૂં. આપણા હિંદવાસીયોનું હત· ભાગ્ય થવાનું કારણ વૈર અને વૈર થવાનાં કારણોમાં વધારે પર સ્રી, જુવો આપણા હીંદના હીરા, આગળ પૃથુરાજ, રાવણ, કૌરવ અને પાંડવો તે પણ પરસ્રીયોના પ્રભાવથી રણુને વીશે રોળાણા હતા માટે ભાર્ત વિરો અને નરો વિરદેવીયો અને બાળાઓ આ દુષ્ટ અહિત થતું, જેથી આ જગતમાં કાળું કલંક લગાડનારૂં નિંદીત કાર્યને દુર કરી આપણા મનમાં સદવિચારનું શૌર્ય પ્રગટાવો જેથી આ જગતમાં આપણી શ્રેષ્ટતા થશે અને સ્વર્ગ મદનમાં દેવતાઓ પણ આપણા ગુણનું ગાન કરશે, સત્યતાથી વરતવું તેજ સત્પુરૂષોનું પરાક્રમ છે.

**સઠરાય પ્રવેશ કરી**—ચોપદાર તુમારા માહારાજાકું જાકર બોલનાં કે સુરપુરકા પાટવી કુમાર આપકું મીલનેકે ખાતીર આયા હૈ.

**ચોપદાર**—અચ્છા મહારાજ (એમ કહી જાયછે) સઠરાય સભા બહાર ઉભો રહે છે.

**ચોપદાર સલામ કરી**—મહારાજ કોઇ સુરપુરીકા રાજાકા પાટવી કુમાર હૈ વહ આપકું મીલનેકું ચ.હાતા હૈ.

**દુષ્ટસિંહ**—અચ્છા આનેદો, મગર હથીયાર ના લાના ચહીયે.

**ચોપદાર**--જેશી મહ'રાજાકી આજ્ઞા

**સઠરાય પ્રવેશ કરી**--મહારાજા પ્રણામ કરૂં છું.

**દુષ્ટસિંહ**--પધારીએ રાજકુમાર આજતો અમારૂં નગ્ર પાવન કર્યું.

**સઠરાય**--આપના જેવું કામને લેઇ આવવું થયું છે.

**દુષ્ટસિંહ**--ખુશાથી ફરમાવો.

**સઠરાય**--તે ખાનગી હોવાથી એકાંતમાં કહેવાનું છે.

**દુષ્ટસિંહ**--ઇસારો કરતાં,

**ચોપદાર**--સભા બરખારત મહેરબાન સલામ સભા બરખાસ થતાં.

**દુષ્ટસિંહ**--હવે આપના કાર્યનું કારણ કહો

**સઠરાય**--મહારાજા એ કાર્ય શીશને સાટે કરવાનું છે માટે હિંમત હોયતોજ વાત કરવી.

**દુષ્ટસિંહ**--અરે રાજકુમાર શું મને આપે કાયર જાણ્યો, આ જગતમાં ક્ષત્રી વીરો અવતરી બીજા શા કામમાં આવનારા હતા મરણ તો જ્યારે ત્યારે એક વખત છેજ માટે આપ ખુશીથી જેવી હોય તેવીજ વાત જાહેર કરો, મનને વિશે કશો ભેદ ના રાખશો.

**સઠરાય**--ત્યારે આપની આગળ સર્વ વાત નિવેદન કરૂં છું તે શ્રવણ કરો.

સુરસેન પીતા જે મહારો,
સુરપુરીમાં રાજ્ય કરનારો. સુર૦
રાજ્ય હક મુજ નિવારી,

બાહુકરાયને છત્ર ધારી,
કીધો મારીપર હગો ધારો. સુર૦
તેથી દાહ લાગ્યો મુજ મનમાં,
આવ્યો છું આપ શરણુમાં;
જાણી દીન આપ ઉગારો. સુર૦
લઇ લશ્કર મુજ સંગાથે આવો,
રાજ્ય હક મારો અપાવો;
ઉપકાર અતી તમારો. સુર૦
ભગની મ્હારી અરપું તમને,
સત્ય કહું મુખથી વચને;
સંકટ આટલું ટાળો. સુર૦

દુષ્ટસિંહ—અરે તેના શા ભાર છે, હું દુષ્ટસિંહ કહેવાઉં અરે મારી સામો ટકે તેવો કયો સુરવીર છે પરતુ મ્હેં સાંભળ્યું છે જે આપની બહેનનું વેવીસાળ કરેલુ છે ને.

સઠરાય—વેવીશાળ કર્યું છે તેથી શું થયું જ્યારે સુરપુરીનું રાજ્ય મહારા હસ્તે આવ્યું ત્યાર પછી રોકનાર કોણ છે, અને કોના ભાર છે કે જીતી જાય તેમ છે.

દુષ્ટસિંહ—જો તેવી હીમત હોયતો કાંઇ ફીકર નહિં, પણ વચનથી ના ચુકશો.

સઠરાય—જગતમાં આ સઠરાય ફરે તે સમજવુંજ નહી.

દુષ્ટસિંહ—ત્યારે હું પ્રધાનને બોલાવી હુકમ કરૂં છું સવારમાંજ લશ્કરસહ સુરપુરી ભણી કુચ કરવું ( એમ કહી સરવે જાય છે.)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—હેમચંદનું ઘર.

**કળાકુંવરી**—પ્યારા વિના અરેરે મને આજે ક્યાંય ચેન પડતું નથી જ્યાં સુધી આ મારા પ્રાણ છે ત્યાં સુધીનો સાથી તેનેજ માનીશ અને ઘણા અણુગમતાને ધુલમાં મીલાવીશ એના શા ભાર છે અને વળી તેનામાં મતાએ શી છે.

**ગાયન.**

જીવ થતાં એક જાણુ વિશ્વ સહુ વેરાન દીસે. એ ઢબ.

પ્યારા વિન સુખડું માન જગતે આછે નહિં રે,
સુના મંદિર સુના મેડી સુના છે શૃંગાર આ,
સુના મુજને સર્વ લાગે પ્યારો જો મલે નહિં રે. પ્યારા.
મનની વીશે માન એક ધ્યાન પ્યારાનું રહ્યું,
આ પ્રેમ પ્યારી પંખીણીને ઝુરાવો નાના નહિરે. પ્યારા.
જીવ છે એ તનમાં ત્યાં સુધી તું મારો છે તુ મારો છે,
તુજ પ્રિતી રસ માણુવા આ તનડુ મહીરે. પ્યારા.

**સાખી**—પ્યારા તલશું તુ વિણુ પ્રાણ ઉડી આ જાય,
જલ વિના જેમ માછલી તેમ આ પ્રાણુ સોસાય. પ્યારા.

**હેમચંદ પ્રવેશ કરી**—કેમ છોતો આનંદમાંને.

**કળા**—હા તમારે પાને પડયાં ત્યારનો આનંદજ છે.

**હેમચંદ**—અરે વ્હાલી આમ રીસ શા માટે કરે છે.

**કળા**—અમથી.

**હેમચંદ**—જે જોઇએ તે કહે તો સમજાયુ પડે ને આમ મનમાં ને મનમાં બળે તો શી ખબર પડે.

વિદુષક (છાનો ઉભો રહી) જોએછે બાઇને યાર નહિ લગાડો યાર કરો ઝટ તૈયાર.

કળા—તમારા જેવા મળ્યા ત્યારથીજ બધુંએ મળી ચુકયું. બોલવાનો ભાવાર્થ નહિ સમજતાં

હેમચંદ—હાં એમતો સમઝ્યુીછે કાંઇ મુઝાતું ના સમજીકે.

કળા—મનમાં, અરે આ પાપ કયાંથી આવ્યું ઝટ જાય તો સારૂં કારણ યાર આવશે તો પાછા વળી જશે. પ્રગટ હ્યો તેતો બધુંએ ઠીક પણ મારાં એરીંગમાં લીઝમ જડાવી આપો અને બંગડી પાછી સુધરાવી આપો નહિ તો તકરાર થશે સમજ્યા કે હાલજાઓ નહિ તો જમવા કયાંઇ બીજે જજો.

હેમચંદ—તેમાં શી વાત છે ચાલ લાવ એમ વાટ કહેતો ખબર પડે ના.

(કળાકુંવરી હાથમાંથી તથા કાનમાંથી એરીંગ અને બંગડીઓ આપે છે તે લઇને જાય છે.)

કળા—હાં ઠીક અડચણ મટી ઠીક બાજી લગાવી નહિ તો રાયો માનતજ નહિ તેનેતો રોફમાંજ રાખવો.

અહલીખાં—પ્રવેશ કરી કયું માશુક કયા વિચારમેં પડી હૈ.

કળા—વિચાર આપની રાહનોજ, (ઉભી થઇ જાય છે) હમેતો તમારૂંજ ભજન કરીએ છીએ અને તમારાતો દીલમાંએ નહિ હોય.

અલ્લીખાં—અરે મેરી પ્યારી એ બાત કયા કરતી હૈ. કયા મેરા દીલ જુદા લગતા હૈ, મગર કયા કરના લાચાર હું, પારકી નોકરી કરની પડતી હૈ.

કળા—તમારે નોકરીની શી દરકાર છે, જે જોઇએ તે માગી લ્યો.

**અલ્લીખાં**--હાં કુચ્છ અબીતો બોત મુંઝાતા હું, થોડે પૈસે દેતો ઠીક.

**કળા**--હાં તેમાં શી મોટી બિશાત છે, ( પેટીમાંથી માળા કાઢી આપે છે ) લ્યો આ માળા વટાવી પૈસા વાપરો.

**અલ્લીખાં**--માળા લઇ વાહ ! માસુક શાબાશ હે, મેરી પ્યારી દીલોજાન તું સચ્ચી હે ( મનમાં ઠીક બનાઇ અબ તો થોડા દીન ગુલાબહાર ઉડેગી (પ્રત્યક્ષ) અબતો કુછ ગાયન હોનેદે.

**કળા**--અરે ગાયનની શી વિસાત છે.

### ગાયન.

મારા મનમોહન ભરથાર તમે છો હૈયા કેરા હાર,<br>
મારા સુંદીરવર શણુગાર તમે છો હૈયા કેરા હાર,<br>
તમ દીઠે સુખડું પામું ઘડી અળગી તમથી નવ થાવું,<br>
જડુ હૃદયે મુરતી પ્યાર. તમે છો.

**અલ્લીખાં**—વાહ માશુક શાબાશ હે, મેં અબ ગાતા હું.

### ગાયન.

પડે ન મુજકો ચેન તેરે દર્શ બીન પડે ન મુજકો ચેન,<br>
રેન ગુમાવું દુઃખમેં નીશ દીન પ્રીયા બસ રહી મેરે મન. પડે.<br>
તુજ બીન એક પલ જાવે લગત જુગ સમાન. પડે.

**કળા**—શાબાશ છેરે આપ પણ ગાયન કળાના શોખીન જણાઓ છોઘોને સારૂ એમ કહી બને જાય છે.

**અલ્લીખાં**—અબતો માશુક રજા લેતાહું.

**કળા**—ખુશીથી કાલે મળજો પધારો.

**અલ્લીખાં**—અચ્છી માસુક એમ કહી જાય છે.

હેમચંદ પ્રવેશ કરી—ચાલ પેલી પેટીમાંથી માળા લાવ કારણ ભેગા ભેગી તેને પણ સમી કરાવી લઇએ.

કળા—( મનમાં ) અરેરે એ માળાતો આપી દીધી અને આ પીટયો માગે છે શું થશે ( પ્રગટ ) હાલ તેની જરૂર નથી.

હેમચંદ—જરૂર કેમ નથી બધા દાગીના સમા કરાવવાના છે તો તેની ભેગી થઇ જાય.

કળા—તો જુવો કુંચીને હોય ત્યાંથી લઇ લ્યો.

હેમચંદ—કુંચી ક્યાં છે.

કળા—તાકામાં હશે.

હેમચંદ—આમાં તો નથી, કયાં મુકી છે.

કળા—મને તો ખબર નથી જ્યાં મુકી હોય ત્યાં જુવો.

હેમચંદ—તો મેં કયાં મુકી છે. તેંજ મુકી છે ને.

કળા—મને તો ખબર નથી.

હેમચંદ—ક્રોધથી, તો સાડી તાડી માને ખબડ.

કળા—તાડી માને હશે વધારે બોલવું નહિ.

હેમચંદ—તો પુછુંછું તો જવાબ પણ નથી આપતી.

કળા—જવાબ લેવો હોયતો આપે ત્યાં જાઓ આંહી કોઇ જવાબ આપનાર નથી અને ડરે તેમ પણ નથી.

હેમચંદ—તું શેની ડરે, આમને આમ સાડીએ નખોડ કાઢું શું પાખો હોય તે આફુડી ઉડી જાય.

કળા—હા તો મે સુમ કરી, આવા કોઇને પણ મળશો માં આમને આમ ખાખમુખ કરી નાખી ( રડે છે )

**ગાયન.**

મળે જેનો આવો ભરથાર, વણ મોતે તે મરનાર,
**હેમચંદ**—મળે જેને આવી નાર, કરે ધુળધાણી ઘરબાર;
આખર બની ગુલામ, કરવાં પડે પરકામ,
કરાવે લોકમાં હાંસી, અંતે થાય દુખની ફાંસી;
તજી પોતાનો ભરથાર, અંતે બીજાને જનાર,

**કળા**—હા હા જઇશ જઇશ.

**હેમચંદ**—પછી પાછળથી રોઇશ.

**નેપથ્યમાંથી**—જેને મળી નારી દુરાચારી અરેરે ધિક જીંદગી ધિક છે,
લજ્યા ગુમાવે ને હાંસી કરાવે ઠરાવે ઠાઠ તે ઠીક છે,
વળી કેતામાંહે વઢવાને ધાએ હાય કરી પોકારીરે,
અબળા નહિ પ્રબળારે માની દુર રહો વિચારીરે. જેને.

**હેમચંદ**—જે જે સાંભડે છે તે પણ એમજ કહે છે આડી જીંદગી તે ઝેડી કરી.

**કળા**—તું મારો છે વેરી.

**કપુરચંદ**—બસ હવે છે શું ટકડાડજ કડબી સાકું વડવું વેડવું બીજી વાટજ નહિ ઢંઢો છેકે નહિજ ચાલ હેમચંડીયા દુકાને

**કળા**—( રડતી ) અરે મને આમને આમ ઉતારી પાડે છે, પેલી હીરાકંઠી ગુમ થઇ ત્યારે પણ આમજ જુલમ ગુજાર્યો અને વળી આજે પણ કોણ જાણે જુગટામાં ખોઇ હશે, કે કેમ કીધું તેની મને શી ખબર પડે આમાંથી છુટકોએ નથી થતો, (રડે છે.)

કપુરચંદ—વહુ ઘડમાં બેસો, એને હું શીખામણ દઇશ,

હેમચંદ—આડી રાંડોને કોઇ ના પોંચે પ્રભુજીના.

કપુરચંદ—લે ચાલ ચાલ બહુ સારૂં થયું, બહુ બોલમાં ઝાઝો કલેશ સારો નથી. )

સર્વે જાય છે,

અંક પહેલો સમાપ્ત.

---

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ સુરપુરીની રાજય કચેરી.

ચોપદાર—ખંમા મહારાજા છત્રપતી સુરસેન મહારાજાને ઘણી ખંમા ( સુરસેન આવી સિંહાસનપર બેસે છે, અને સર્વ સભા ઉભી થાય છે.

કાન્તીલાલ પ્રધાન—મહારાજા વંદન કરૂં છું.

સુરસેન—કલ્યાણ મસ્તુ.

બાલુકરાય—પીતાશ્રી નમન કરૂં છું.

સુરસેન—પુત્ર જય હો.

સુરસેન—પ્રધાન આજે ઘણા દીવસ થયા સઠરાય અહીંથી ગયો છે, પરંતુ તેના કાંઇ સમાચાર નથી. અરે તે કોણ જાણે કયાં રડવડતો હશે. અરે તેની શી વલે થતી હશે, જેણે શીત, ઉષ્ણ, કોઇ દીવસ વેઠેલી નથી, અરે, પણ તેની અનીતીને લીધેજ આ બધું સહન કરવું પડે છે, પણ મહારૂં મન સ્થીર ન રહેતાં

અનિષ્ટની શંકાઓ ધરાવે છે, મારા મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થયા કરે છે.

**પ્રધાન**—મહારાજા ધીરજ રાખો,હવડાં થોડા દીવસમાં આવશે.

**પહેરેગીર**—મહારાજ કોઈ દુત કાગજ લેકર આયા હે, આપકા હુકમ હોવે તો બુલાઉ.

**સુરસેન**—આનેદો ઉસ્કું,

(દુત આવી કાગજ આપે છે.)

(સુરસેન પ્રધાનને આપે છે,)

લી. ચંદ્રનગરના રાજા દુષ્ટસિંહ લખવાનું જે તમારા પુત્ર સઠરાયનો ગાદી વારસાનો હક્ક તોડી, તમોએ બાલુકને રાજ્ય ગાદી આપી તે ઘણું અઘટીત કર્મ કર્યું છે, માટે આ પત્ર વાંચી તેનો હક્ક આપો અગર ના કહો, જો ના કહેવા ઇચ્છા હોય તો, લડવા માટે તૈયાર થાઓ, તો હું તમારી હદમાં લશ્કર સહીત તૈયાર છું માટે જેવો વિચાર હોય તેવો આ દુત સાથે જવાબ આપો.

લી૦ દુષ્ટરાય.

**સુરસેન**—( રક્ત વર્ણથી ક્રોધાવેશમાં ) અહા અભીમાનના ભર્યા કેવા આંકડા લખ્યા છે, એ દુષ્ટસિંહ સઠરાયની મદદે આવી મારી પાસેથી ન્યાય લેશે, અરે તે જોર કેવું બતાવેછે, જે લશ્કર સહિત મારી ભુમીપર આવી મને ડરાવવા આવ્યો છે. સઠરાય, સઠરાય, ધિક્કાર છે, તું શત્રુને શર્ણે જઇ વસ્યો, પાપી યાદ રાખજે, તુંને અને તહારા હિમાયતી બન્નેને આ મારી શક્તિરૂપી સમશેરને ભોગ આપી ત્રસ કરીશ ત્યારેજ હું શાન્તી પામીશ. (સેન્યાધિપતિ.)

સૈન્યાધિપતિ—મહારાજ આજ્ઞા.

સુરસેન—સર્વ લશ્કરની જલદી તૈયારી કરો અને પુરબાર નીકળો અરે એ દુષ્ટને પુરેપુરો સ્વાદ ચખાડું.

(ક્રોધાવેશથી)

ગાયન.

આવ્યો બની મગરૂર, થઈને સુરો અરે એ ક્રુર, લજવવાનુર,
સમીપ સુરપુર, મમ હાથ તેને બતાવું. નક્કી લડવાં મારે જાવુ.
અરે શુરા જોદ્ધ, દેવુ શો બોધ? કરીને ક્રોધ, દુશ્મનનો ભોગ,
દેવા આ જોગ, વખત કેમ વીતાવુ. નક્કી લડવા, મારે જાવુ.
ધરી અશી આવાર, થાવો તૈયાર, લગાડો નાવાર, કરો જઈ પાર,
દુશ્મન આવાર, કેમ ધીર હાવે ધારૂં. નક્કી લડવા જાવું.

ગીતિ.

બાલુક—આવ્યો દુશ્મન લડવા, આજે હામ પુરી તેની કરવી,
મુજ શુરી સમશેરે, રણુ ભુમી ત્રમ કરવી.

ગાયન.

સૈન્યાધિપતી—સુણો શાણા સરદાર, છેયે લડવા તૈયાર,
એ દુશ્મનના શાભાર, છેયે લડવા તૈયાર;
અશી કસી ધસી કરૂં જઈ દુશ્મનને પાર,
મારી ઠાર, રણુ મોઝાર, કરૂં પાર, જઈ આવાર. સુણો.

પ્રધાન—કરી હરહરના પોકાર, થાઉં સત્વર હું તૈયાર,
મારી પાર, પાપીને આવાર, ગર્વ ગંજન વિશ્વાધાર સુણો.

સુરસેન—પ્રધાનજી હું અંતઃપુરમાં થઈ આવું આપ જલદી તમે બહાર આવો.

**સુરસેન**—(દુત પ્રત્યે) જા તારા રાજાને કહે કે સત્વર તૈયાર થા, મહારી ભુમીને બલીદાન આપવા તું ચાલી આવ્યો છે, તો રણયજ્ઞમાં તહારૂં શીર બલીદાન સાથે આપીશ.

**ચોપદાર**—સભા બરખાસ્ત મહેરબાન સલામ.

સર્વ જાય છે.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ અંતહપુર.

**પ્રભાવતી**—અરે આજે આ રણ દુદભી ક્યાં વાગે છે, શું કોઇ અરીતો નહિ આવ્યો હોય, મને પણ આજનો દીવસ ભયંકર લાગે છે, હે વિશ્વનિયંતા, તહારા બાલકની રક્ષા કરજે.

**સ્નેહબાળા**—(પ્રવેશ કરી) માતુશ્રી આજે મહારા જીવને ક્યાંઇ ચેન પડતું નથી દીસાઓ પડેલી લાગે છે, પક્ષીઓ તથા શીઆળવાં ભયંકર અપશુકન સુચવે છે.

**પ્રભાવતિ**—શાણી પુત્રી ધૈર્ય ધર જગદીશ્વર પીતા સાહ્યભુત થશે, તેજ કર્તુ અકર્તું સમર્થછે, માટે તેનું ચીંતવન કરવું જેથી આપણી સર્વ આપતિ દુર થશે.

**પ્રભાવતી** }
**સ્નેહબાળા** } બન્ને હસ્ત જોડી પ્રભુ સ્તવન કરે છે.

વહાલા વિશ્વાધાર રક્ષજે તુજ બાળ આ,......
દુષ્ટોનો ધ્વંસ કરતા ભક્ત તણા પ્રતીપાળ આ...... વહાલા.
આધી વ્યાધીને નસાડિ દેજો સુખ સંસાર
નિત્ય અભનવો આનંદ અર્પજો દેવમોરાર આ........ વહાલા.

પ્રભુ અમરીષ ઉગાર્યા લીધી સુધનવાની સાર જ્યાં,
મીરાંના હળાહળ હરીયાં ત્યમ ધાજે મુજ વારેહાં. વહાલા.

ચોપદાર—ખંમા મહારાજા સુરસેનને ઘણી ખંમા.

સ્નેહબાળા—માતુશ્રી આજે અત્યારે મારા પીતાશ્રી આવે છે. તેનું કારણ શું હશે.

પ્રભાવતી—પુત્રી કાંઇ કામસર પધારતા હશે.

સુરસેન—( પ્રવેશ કરી ) વહાલી પ્રિયા.

પ્રભાવતિ—જી પ્રાણેશ આજે આપનું મન કાંઇ વીચીત્ર પ્રભાવ સુંચવે છે.

સુરસેન—હા પ્રિયા, આપણા કુળને કલંક લગાડનાર પાપી પુત્ર સહરાય, ચંદ્રનગરના રાજા દુષ્ટસિંહને મળી લશ્કર સહ આવ્યો છે, માટે આજે એ કલંકરૂપી કંટકને આ મારી શોભીની સમશેરથી કાપીશ, ત્યારેજ મારા મનને શાન્તિ થશે, માટે લડવા જવાની રજા લેવાનેજ આવ્યો છું માટે પ્રિયા રજા આપ.

પ્રભાવતિ—અરેરે પ્રાણેશ, શું મને આમ નીરાધાર રીતે છોડી જવાને શું ઉચિત ગણોછો, પ્રાણનાથ જેને ક્ષણવાર પણ સુની નહિ છોડતાં છત્ર છાયાની પેઠે અહોનિશ રાખી છે, તો આપના મુખારવિંદથી આવો ઉચ્ચાર કાઢવો ના ઘટે. અરેરે એ પાપી મહા બળવાન છે, જેને લેશ માત્ર દયા નથી માટે હું, આપને નહિ જવા દઉં. પ્યારા

સુરસેન—પ્રિયા હઠ કરવાનો આ વખ્ત નથી અને તારા મુખથી આવું બીકનું વાકય કહાડવું ના ઘટે, જલદી આજ્ઞા આપ ( એમ કહી જવા તૈયાર થાય છે, તેને પ્રભાવતી પકડી રાખે છે. )

**પ્રભાવતી—રૂદન કરતી    લલીત.**

નહિ જવા દઉં નાથ માહરા, રે સેવું હું સદા ચર્ણ તાહરા;
ક્રુર થયો અતી પુત્ર પાપીયો; અરીતા કરી હાય આવીયો.
વિયોગ નાથનો કયમ કરી સહું, વિશ્વભાસતું અગ્નિવત લહુ.
અરર નાથરે ધારોને દયા, વહાલ છોડીને વૈરી શું થયા;
અરર હાયરે લાગે લાયરે, આ પ્રાણ પાપીઓ હજુના જાયરે.

**સુરસેન**—વહાલી આમ રૂદન શા માટે કરે છે, જે ભાવીમાં વિધીએ નિર્માણ કરેલું છે, તેમાં મીથ્યા થાય તેવું છેજ નહિ, જ્યારે ત્યારે આ કાયા પડવાનીજ છે. તો ક્ષત્રીને તો રણમાં મરણ શ્રેયસજ છે,

**રાગ. નહિરે જવા દેઉ એ રાહ.**

ધરનેરે ધીરજ વહાલી વીચારી,હઠ ના કર પ્યારી આવારી. ધર.
વૈરી નીકટ આ આવ્યા દીસે, દેને રજા સ-મતી ધારી. ધર.
દુશ્મન દળ બળ અતિ અકળ છે, નાખું પલમાં તેને સંહારી. ધર,
સમય નથી આ હઠરે કર્યાનો, જલદી આજ્ઞા આપને પ્યારી. ધર.

હે શશીવદની આ વખત વીચારી જલદી આજ્ઞા આપ, જેથી કરી દુશ્મનોનો પરાજય કરી વહેલો આવીશ, દુશ્મનો છેક નજદીક આવતા જાય છે, ક્ષત્રાણીનો ધર્મ એ છે કે, યુદ્ધ વખતે પ્રસન વ- દનથી આજ્ઞા આપવી જોઇએ, તેને બદલે તું આવાં બીરૂનાં વાક્ય કહાડી મહારૂં દીલ શા માટે પ્રજ્વલીત કરે છે, માટે ખુશીથી રજા આપ. પ્રિયા ?

**પ્રભાવતી**—વાહાલા અરેરે ધૈર્ય તે શીરીતે ધારૂં, અરેરે મ-

ને માન શુકન થાય છે, પ્રાણેશ હું જવા નહિ દઉં, ( રૂદન કરી બાઝી પડે છે. )

**સુરસેન**—આણી હઠ શા માટે કરે છે, ધૈર્ય ધર પ્રિયા, રૂદન નહિ કરતાં પરમાત્માનું સ્તવન કર કે જેથી મનોકામ સિદ્ધ થાય, માટે જવા રજા જલદી આપ, વખત બહુ ગયો. પુર બહાર લસ્કર રાહ જોઇ ઉભું હશે.

**પ્રભાવતિ**—પ્રાણનાથ આ દીનદાસી શું કરે પોતાની જીભથી જાઓતો નહિજ કહે.

**સ્નેહબાળા**—માતુશ્રી આપ રૂદન શા માટે કરો છો, પીતા આપ યુદ્ધે નહિ જશો, આ તમારી રંક પુત્રીની સંભાળ લેનાર બીજું કોણ છે, પીતા અરેરે છેક નિર્દય નહિ થશો.

### દક્ષણી રાહની લાવણી.

નહિ કરો પિતા વાત યુદ્ધે જવાની રે,
છું હું બાળ, કન્યાકાળ, પતિમાળ, કંઠ મોઝાર;
નથી હજુ ધરાણીરે. નહિ.
અરર હાયરે, બંધુ થયો પાપીરે,
બની મગરૂર, જણાવી સુર, થઇને ક્રુર, પાપીપુર;
દુષ્ટસિંહ સંગ ધારીરે. નહિ.
અરર ઓ પીતા શું તજી જશો રે,
અમ સંભાળ, ધરીને વહાલ, કો કરનાર, પુર્ણ પ્યાર;
નથી પાછળ કો પીતારે. નહિ.

અરેરે પીતા આપ નિરાધાર છોડી નહિ જશો, છેક નિર્દય શા માટે થાઓછો (આમ કહી ચોંબી રાખેછે ને રૂદન કરતી)

( ક્રોધથી )

સુરસેન—ધૈર્ય ધર બાળા, કરે શું એ બીચારા,
ખેંચીને કટારા, લેઉ પ્રાણ સર્વના;
શાણી પુત્રી મારી, ક્ષત્રીની રીતી ધારી,
છોડી દે મુને આવારી ઉભું સૈન્ય રોક કાં;
નથી પુત્ર એ મારો, ચોખ્ખો વેરી જણાણો,
ટકે શું બીચારો એ, ક્ષણ સનમુખ મારી.

સુરસેન—બસ, પ્યારી હું જાઉં છું આ મહેલને છેલ્લા પ્રણામ છે. ( જાય છે. )

પ્રભાવતિ }
સ્નેહબાળા } પાછળથી બન્ને પ્રભુ સ્તવન કરે છે.

ગાયન.

રક્ષજો, વહાલા સ્વામીને આપ,
તાપ પરિતાપ દુર કરજો, પ્રભુ પ્યારા નાથ. રક્ષ.
ક્રુર પુર નુર દુર કરીને સુરપુર રાય ઉગારી,
સહાય કરજો દીનપર, સર્વેશ્વર સુખકારી;
અસી કસી ધસી ધ્વંસી પુત્ર આવ્યો જેહ,
ઉગારજો સદબુદ્ધી અરપી, પ્રભુ પ્યારા તેહ;
છળ બળ કળ કરી આવ્યો દુષ્ટ આપ,
હણજો અરિષ્ટને જગતના હે નાથ. રક્ષ.

(પ્યારા પ્રભો ! મારા પતીની રક્ષા કરજો )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ રણભુમી.

(બન્ને લશ્કર તૈયાર થઇ ઉભાં છે. સઠરાય પોતાની સમશેર ખુલ્લી કરી પોતાના સન્મુખ આવી.)

**સઠરાય**—યાદ રાખજે તું પીતા નહિ પણ મહારો પુર્ણ વેરી છે, આજે તારો આ રણભુમીને મહારી સમશેરથી ભોગ આપીશ.

**વિદુશક**—જોર જબરૂ બાપુનું જોર જબરૂં

તેની પાછળથી પડશે ખબરૂં. જોર૦

**સુરસેન**—અરે ચંડાળ ધીક્કાર છે, તહારા કરતાં એક પથરો ઉત્પન્ન થયો હોતતો ઇમારતમાં રહી લોકોને ગુણકારી થઇ પડત અરે ધીક્કાર છે તારી બુદ્ધીને.

ગાયન.

ધિક્કાર ધિક્કાર રે આ વાર,
ક્યાં કર્યો ન વિચારરે તું પુત્રને ધિક્કાર;
વૃદ્ધ વયે કુલમયે કંટક થયે,
સહિયે દુખ અપાર. તું.
ધિક તુજ નામને ધિક તુજ કામને ધિક તુજ હામને,
અરેરે ધિક્કાર. તું.

અરે દુષ્ટ મહારા કુળની વિશે મારૂં કુળ ઉજાડવા માટે તું અગ્નિરૂપ થયો, પાપી આજે તહારૂં મૃત્યુ મારા હાથથી થશે, તારા ઇષ્ટનું સ્મરણ કરીલે.

**સઠરાય**—મારૂં અપમાન પાપી કહી કરે છે, આવીજા (સમશેર કહાડી પિતા પુત્ર લડે છે; દુષ્ટસિંહ વાંસે આવી ઓચિન્તો સમશેરનો ઝટકો મારે છે, સુરસેન પડે છે.)

( ત્યારબાદ પ્રધાન બાલુકને જાના બોલાવી )
( બંધ કીલ્લો )

શાંન્તિલાલ— ગાયન.

જાઓ બાપુ બંધુ સહિત નાશી ( ૨ )
પીતા તમારા રણમાં મરાણા,
હું પણ જઇશ પ્રાણ ત્યાગી. જાઓ૦
દુશ્મન દળ બળ પુર દીસે છે,
થઇ આપણી હદ હારવાની. જાઓ૦
જીવતા હશોતો ફરીને પ્રાવશો,
કોક દીન ટળશે ઉદાસી. જાઓ૦
બંધુ તમારો દુષ્ટ અતીછે,
દયા દીસે નહિ તલ ભારી. જાઓ૦
વૃદ્ધ વય આ હવે મારી છે,
તમો કોમળ છો સુખરાશી, જાઓ૦

બાલુકરાય— રાગ ઉપરનો.

શું બોલો પ્રધાન વેણ આવાં ( ૨ )
સમશેર મારીનો સ્વાદ ચખાડું,
અસી ચમકે દુશ્મન શીર ખાવા. શું.
મારી પાપીને જમપુરે પોચાડુ.
નવ પામે જીવતો કો જાવા. શું.
શું નિર્બળ જાણ્યા હમોને,
નહિ અહિંથી હમો ખસવાના, શું.

શાંન્તિ ગિતિ.

છે બાલક વય આ તમારી, માનો વચન મારૂં,

જાઓ નાશી બન્ને, થશે કલ્યાણ તમારૂં.
સમય જાણી આવો, મુજ પુત્ર સંગાથે જાઓ,
સંપ બન્ને ધરજો, સંગે રહિ સુખી થાઓ.

આ મારૂં સત્ય વચન આપ સમજી અહિથી કૃપા કરી જાઓ તો આપનું ઇશ્વર કલ્યાણ કરશે.

**અમૃતલાલ**—ભાઇ પીતાશ્રીનું વચન ઉલ્લંઘન ન કરવું જોઇએ કારણ વૃધનો આશીરવાદ ફળે છે, ( જીવતા નર ભદ્રા પામે ) માટે ચાલો.

**બાલુક**—આપનો બીચાર હોય તો હું લાચાર છું, જેવી ઇચ્છા.

**શાન્તિલાલ**—( પોતાના પુત્ર પ્રત્યે ) ભાઇ જેમ ખોળીયું જીવની રક્ષા કરે છે તેમ બાલુકને સાચવજો કારણ તેનું નીમક ખાઇને આપ મોટા થયા છો.

**અમૃતલાલ**—પિતાશ્રી તે બાબતની આપે કશી ચિન્તા ના રાખવી, હું સર્વ જાણું છું. આપની છેલ્લી આજ્ઞા માગીએ છીએ.

**શાન્તિલાલ**—તમારૂં કલ્યાણ થાઓ અને આ એક માદળીયું ભાઇને હાથે બાંધો. શસ્ત્ર ઘા વાગ્યો હોય ત્યારે આ માદળીયું તે ઘા ઉપર ફેરવવાથી સુખ થશે. ( બાંધેછે ) (ત્યારબાદ પ્રધાન પાછી લડાઇ ચલવેછે, અનેક યોધાઓ દુષ્ટસિંહના મરાય છે. છેવટે પ્રધાન પણ કામ આવી જાય છે, લડાઇ બંધ કરે છે.)

**દુષ્ટસિંહ**—ભાઇ આપણા ભાગ્યે જીત મેળવી ચાલો હવે નગરમાં અને આપનું વચન પાળો.

**સહરાય**—ચાલો. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**કળાકુંવરી**—આ પીટયો રોજ રોજ કંકાસ કર્યા કરે છે, આપણે તો હવે લાજની શી દરકાર છે, લાજ શું કરનારી છે, ( જેણે મુકી લાજ તેને કાચુ રાજ ) માટે પીટયાને હવે તો બાવો બનાવીનેજ ચાલી જાઉં ત્યારેજ મારૂં નામ કળાકુંવરી પછી મનમાનતી મોજ કરવી અને સુખચેન કરવાં. મુવા રોતલદાશની સાથે રહી હું તો શરમાઇ મરૂં છું હવે તો તેજ નીશ્ચય શ્રેષ્ઠ છે, અહા તે કેવો મલ્લ જેવો છે તેને દેખીનેજ મહારા મનને આનંદ થાય છે કહેવડાવ્યું છે તો ખરૂં હવડાં આવતાજ જોઇએ પણ ના પાડશે તો, અરે નાના પણ દાગીના દીઠાકે તેતો તરત હાજ કહેશે.

**અલ્લીખાં**—પ્રવેશ કરી. કયું હે પ્યારી જાન.

**કળાકુંવરી**—આવો આપની રાહમાંજ બેઠી છું.

**અલ્લીખાં**—અબે તેરે કુચ્છ હે મગર હમારે જે ઇદર આને મેં જીવ જાનકી બી ફીકર રેતીહૈ.

**કળાકુંવરી**—તો તમને અડચણ પડતી હોય તો એક કામ કરશો ?

**અલ્લીખાં**—કયા હે કુછ સમજણ તો પડે.

**કળાકુંવરી**—આપણે આંહીંથી છુપી રીતે દુર નીસરી જઇએ તો.

**અલ્લીખાં**—એ અચ્છા નોકરીબી જાવે, ઉદર અપણા કોણ હે કે અપણકું ખીલાવે એતો ઉલટા મરનેકું જાના.

**કળાકુંવરી**—આ દાગીના દશહજાર રૂપીયાના છે તે લઇ

મઉંતો પછી આપણી જીંદગી સુધી લહેર ઉડાબ્બા કરો ને, નોકરી ચાકરીની પણ દરકાર નહિ.

અલ્લીખાં—( મનમાં ) રૂપીયે દશહજારકા માલ આતા હે તો ફીર અપણેકું ક્યા ફિકર હૈ. ( પ્રગટ ) તબતો કુછ ફીકર નહિ.

કળાકુંવરી—ત્યારે લો અત્યારેને અત્યારેજ આ પેટીમાંથી દાગીના લેઇ પોટકી બાંધુ તેટલીજ વાર.

અલ્લીખાં—ચલો હો જાઓ તૈયાર.

વિદુસક—ભાઇનાં દેવાણું કમાડ ( પેટીમાંથી કાઢી )

કળાકુંવરી—ત્યારે લ્યો આ દાગીના જોઇ બાંધો, આ હાર, આ હીરાજડીત્ર બંગડીયો, આ લીલમજડાવ એરીંગ, આ પોંચી, રોકડા રૂપીયા બે હજાર, આ મોહનમાળા, સરવે સાચવો આ બીજું પરચુરણ નાના દાગીના છે તે. ( મીયાં બાંધે છે )

અલ્લીખાં—ચલો અબ દેર નહિ કરની નહિતો પીછું બીચાર હો પડેગા.

કળાકુંવરી—હા ચાલો આ બારણાં કર્યાં બંધ, ( બન્ને રવાના થઇ જાય છે )

હેમચંદ—અહો છેક સાંજ પડી થાકી ગયો છું સાલી રાંડે જમવાનું કર્યું હશે ચાલો તો ખરા, પણ અરે આ ક્યાં ગઇ હશે બારણાં તો વાસેલા છે. ( બારણાં ઉઘાડી અંદર જઇ તપાસ કરે છે. પેટી ખાલી પડેલી લઇ બારણે આવી હાય હાય ગજબ થયોરે બાપડીયાં. )

(સરવે વાણીયા ભેગા થાય છે, ભાઇ એ ભાઇ શું છે કેમ શું થયું શું છે.)

હેમચંદ—હાય બાપડીયા નખોદ કાઢી નાખ્યું રે.

સોમચંદ—પણ છે શું કેતો ખડો.

હેમચંદ—સાડી રાંડ બધા દાગીના લેઇ ચાલી ગઇરે ( રડે છે. )

કપુરચંદ—અરર ભારી થઇ માડી સાડી રાંડે બચાડાને પાયમાલ કડો.

સોમચંદ—કેટલાના દાગીના હતા.

હેમચંદ—માડા બાપના બાપની કમાણી બધી રૂપીયા દશહજારની હતી, તે બધોએ માલ હુતો દશ દીવસ ગામ ગયોતો ને સાડી રાંડે પાછળથી એનું કાળું કરમ કર્યું.

સોમચંદ—ભાઇ ધીરજ રાખ રોએથી હવે આવશે ? પ્રભુ સઘળાં સારાંવાનાં કરશે, રાંડ એના કુળ મુળમાંથી ગઇ અરે બીચાડો વાણીઓ કેવો નડમ છે ના.

હેમચંદ— ગાયન.

પરણ્યો પ્રિતે હું સુંદરી, સંસાર પાર પડવા પ્રિતે ;
લાવ્યો રત્ન જાળવી, રહેવું સદા સુખ ગ્રહ વિશે. ૧
જાણ્યું મનની વિશે, મુજ વૃદ્ધપણું એ પાળશેઃ
સંતતી સંપતી સહુંથી, ઘર રૂડુ દીપાવશે.
એમ આશ ધારી હૃદયમાં, સુખ ભોગવી સેજે તરૂં;
જે કહેતી સુંદરી મુજને, તે કાર્ય જલદીથી કરૂં. ૩
હિંચોળાખાટને પાટ સુંદર, ઝરૂખા રંગ મહેલમાં,
સુખ સરવે ઇશ્વરે અરપ્યું, પુર્વે પુન્ય પ્રભાવમાં, ૪
બારણે જાવા બગી, બે અશ્વની જોડાવતી;

કદી દામ કામ સરવે, નિર દામથી ભરાવતી. ૫
સુવા સેજ સુંદર રહી, મખમલ મશરૂ તણી;
ત્યાં પોઢતી પ્રેમે થકી, મન સુખડું અતી લહી. ૬
મન મમે ત્યાં મહાલતી, છતાં દીન કો મેં નવ કહ્યું;
તકરારથી લજ્યા અરે, મુજ કુળની ગુમાવું હું. ૭
કહુંતો કરડું મુખ થકી, એ વચન ઉન્મદે બોલતી;
તોએ સાંખ્યું સર્વદા, મુજ મનને વારી નકી. ૮
પહેરાવતો શણગાર સારા, મુજ થકી જે માગતી;
હીરા હાર ને ઘરાણું, સુવસ્ત્ર અંગ ધારતી. ૯
આસના વિલાસમાં, ના દીનકો મેં નવ કહ્યું;
સુખ વિલાસ શણગાર સહુ, તોયે મન ના શાન્તિ રહ્યું ૧૦
કામનીએ કામમાં, બહુ મન તેનું પરોવીયું;
કાળુ કલંક કુળે લાગશે, ના સ્વપ્નું તેનું તો લહ્યું. ૧૧
ધન માલ ને ઘરબાર આ; લુંટી સઘળું લેઇ ગઇ;
નાત જાતની ભાતમાં, ખ્યાત આ અવળી થઇ રહી. ૧૨
ધિકાર વાર હજાર મુજસમ, વિશ્વાશ ત્રીયાનો રાખશે;
આ દુરદશાનાં ફળ સહુ, મુજસમ તે ચાખશે. ૧૩
મળે સદ્ગુણીજો સુંદરી, સુખે ભવાબ્ધી તરાય છે;
મળે દુરગુણી તો હાય હાય, મુજ સમ તેને થાય છે. ૧૪
સત્ય કીરતી આ સંસારમાં, સ્વર્ગ તેને માનવું;
અપકિર્તિ અગ્નિ રૂપી, નર્ક તેને જાણવું. ૧૫
કેશવ કહે કરજોડીને, શીયળ વ્રત જે આચવે;
આ સંસારમાં સુખ લહી, સેજે ભવસાગર તરે. ૧૬
સતિ સાધવીનો જગતમાં, જય જય યશ સદા હજો;

દુષ્કૃત્યા કામનીને, પ્રભુ આ જગતથી સંહારજો. ૧૭

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ--સુરપુરીનો રાણીવાસ.

દાસ—રાણી પ્રત્યે.

સુણો માતુ (૨) વચન હમારૂં,
થયું કૃત્ય આ જેહ અકારૂં સુણો.
ગીયા રાય સ્વર્ગ સદનમાં,
આવ્યા પ્રધાન કામ રણુમાં. સુણો.
બાલુકરાયે વનમાં વસીયાં,
પુત્ર પ્રધાનના સાથે ખસીયા સુણો.
અરર પ્રભુએ કંઇ ન વીચાર્યું,
મુખથી કહેતાં હું તો હારં સુણો.
આવશે પલમાં અહિ પાપી,
કરતા કેર અરેરે અદાપી સુણો.

**પ્રભાવતિ**--હાય હાય વિશ્વંભરા હવે શું કરૂં ( મુર્છા-વશ થાય છે તેને દાસીઓ સુદ્ધીમાં લાવે છે, પ્રભાવતિ વિલાપ કરે છે.)

### લલીત.

અરર પ્રાણુરે, શું કરી ગયા. નત ધરી પ્રભુ લેશરે દયા;
અરર હાયરે, લાગ્ય અંતરે. પ્રિત પ્રભુતણી કેમ વીસરે.
પુષ્પ વેલી આ, સુકશે બળી, જળનીધી તમો શું ગયા વહી;
પ્રિયા પ્રાણુરે, કો હવે કહે, પ્રેમી થઇ પ્રભુ દેહકાં દહે.

શૃંગાર આ હવે, શું ધરી કરૂં, સ્વર્ગસમ આ સુખડું ગીયું;
તમ બાળકોપરે, ના દયા ધરી, સ્નેહને રખડતી કરી.
બાલુક વનમાં વહીને ગયો, સુખ રાજ્યથી વેગળો થયો.

દાસી— આ વિકટ સંકટ વારિ વરસે, હૃદયે કાંઇ ધીર ધરો;
આમ અબળાપણું ધારી હિંમત કાં હારો.

**સ્નેહબાળા પ્રવેશ કરી**—માતુશ્રી આપ રૂદન શા માટે કરોછો, અરે રણુસંગ્રામના શા સમાચાર છે, દાસી મને સત્વર કહે.

**દાસી**—બહેન સમાચાર શું કહું.

**સ્નેહબાળા**—( રૂદન કરતી ) માતુશ્રી તમો રવોછો શા માટે મારા પીતાશ્રીના શા સમાચાર છે, બાલુકભાઇ ક્યાં છે. દાસી સત્વર કહે.

**દાસી**—બહેન પીતાશ્રી રણુમાં કામ આવી ગીયા, પ્રધાને બાલુક તથા તેમના પુત્રને નસાડી મુકયા.

સ્નેહબાળા-( રૂદન કરતી ) હાય પીતા તમોએ રઝળતી કરી પીતા, પીતા, હું આપને કયાં સોધું, હાય દૈવ તેં શું કર્યું.

( ડચકાં ખાતી )

પીતા...............રે હાયરે,
લગાવી......ઉરમાં......લાયરે;
ગીયા શું.....તજી......અરર હાયરે,
પુત્રી રંકપરે.....ધારી.....ના દયા;
જતાં આપરે......લીધી.....સાથ ના,
કરી કામ આ......શુંરે.....ગીયા. પુત્રી.
સુખ સદનસમું......રાજ્ય......સુરપુરી,

છોડી તેહને.....અરેરે...ગયા વહી;

કોપ અમપરે.....શો કર્યો.....રે આ. પુત્રી.

દાસી--- વૈદરભી વનમાં.

સોચ કરો નહિ સાધવી, અંતરમાંરે આપ;

લખ્યું ભવિષ્યે થાય છે, ધારો ધીરજ જાપ. સો૦

પીતા સુરપુરીમાં ગીયા, બાલુક વન મોઝાર;

સઠરાય વૈરી થઈ, કર્યો અકેકાર. સો૦

ક્રુર એ કાળ આવીયો, દુષ્ટરાય અનિત;

હજુ પાપી તે શું કરે, છે વિપ્રીત બુદ્ધ. સો૦

સઠરાય તથા દુષ્ટરાય એકદમ મહેલમાં લશ્કરસહ આવી પહોંચે છે.

**સઠરાય**—માતા.

**પ્રભાવતિ**—કોણ, પાપી સઠરાય, પાપી જા અહીંથી તહારૂં શ્યામ મુખ બતાવવા શામાટે આવ્યો છે, પાપી તહારા ચર્ણસ્પર્શથી આ સુરપુરીની પવિત્ર ભુમી અપવિત્ર થાય છે, રાક્ષસ જા અહીંથી.

**સ્નેહબાળા**—અરે બન્ધુ તમોને ધિક્કાર છે, અરે જે વૃદ્ધ પીતાએ પાળીપોસી મહોટા કર્યા તેની આવી દસા શત્રુશર્ણ જઈ કરાવી, યાદ રાખજો અકૃત્યનાં ફળ ઇશ્વર આપશેજ.

**સઠરાય**—ચુપ. ( સિપાઇ )

**સિપાઇ**—જી મહારાજ.

**સઠરાય**—આ સ્નેહબાળાને પકડી લીયો અને દુષ્ટસિંધને સોપો. ( સિપાઇ આવતાં )

**સ્નેહબાળા**—છટ પાપી દુર રહે ( સઠરાયપ્રત્યે ધ્રુજતે ) અરે પાપી ભાઇ તમારા મુખથી આવા દુષ્ટ ઉદગાર કાઢવા ના ઘટે

અરે તમોને ક્ષત્રી કુળની મર્યાદાની પણ શરમ નથી પહોંચતી.

સઠરાય—ચુપ લવારી જવાદે, હુંતો દુષ્ટસિંહને આપી ચુકયોછું.

પ્રભાવતિ—હાય પાપી, રંક પુત્રીપરે આ શું જુલમ ( મુર્છાવશ થાય છે. )

સ્નેહમાળા—આ મારો પ્રાણ જશે પરન્તુ હું દુષ્ટસિંહ સાથે નહિ જાઉ અરેરે ચંડાળ, હરહર શીવ; આ દુષ્ટનો જુલ્મ નથી સહન થતો હાયરે ( છેવટે મુર્છાગત થાય છે )

સઠરાય—ઉઠો ઉસકુ મ્યાને મે છોડદો.

સિપાઇયો મ્યાનામાં નાખી લઇ જાય છે.

સઠરાય દુષ્ટસિંહ પ્રત્યે—લ્યો મહારૂં વચન મેં પાલ્યું છે.

દુષ્ટસિંહ—શાબાશ છે,

**પ્રભાવતી** ધિક ધિક દુષ્ટ અનિતે.

કરી પાપી પાપો કામ, બોળ્યું તમ બાપનું નામ;
સોંપી બેનીને દુષ્ટ રીત. ધિક૦
મમ કુખે હરામી, થીયો કંટક કામી;
હાય સુખ સઘળું હું વામી. ધિક૦
ડીધા વુજ પીતાને ડાર, થશે ભુંડા તારા હાલ;
રહીશ પછે પસ્તાઇ. ધિક૦

( પ્રભાવતીને સત ચડે છે. અગ્નિની ચીતા સ્તુતિ )

જય અંબે અંબા આ આરાસુરી,
ભની અમ માથે પુરી;
હારે ધા ધા ધા ધા. જય.

કરજે પાપીનો સંહાર. સત્યની લેતીબાજ;
રહાય થા થા થા થા. જય.
આવું તુજ શરણે, ધરજે પ્રિતી પરાણે;
આવી ચડજે હા હા હા હા. જય,
(જય જયના શબ્દો સાથે અગ્નિ પ્રદીપ્ત થાય છે.)

બાદ સઠરાયને ગાદીએ દુષ્ટસિંહ બેસાડે છે સભાનો દેખાવની સાથે નાચ. ટેબ્લો.

નાચ—છુમ છુમ છુમ છુમ રૂમઝુમ રૂમઝુમ
તાનોમ તાનોમ તિનથા તિનથા ધાતા
દાતા દાતા દીંદીંતા તનનનન તાથા
સનના સોમ સનનન સોમ તા દીંદીં તાથા
કીટ ધીનતા કીટ ધીનતા ધાતા
છુમ છુમ છુમ છુમ રૂમઝુમ રૂમઝુમ
સનનનનન સરવરનાવર ગીરીધર ધા
સદાદા તાથા તા તોમ તોમ થૈતા

સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રત્નનગરીમાં સભા.

ચોપદાર—ખમા મહારાજા ધિરાજા સર્વગુણ સંપન્ન સત્યસિંધ મહારાજાને ઘણું ખંમાં. ( સત્યસિંધ આવી બેસે છે )

પ્રધાન—મહારાજા વંદન કરૂં છું

સત્યસિંધ—પ્રધાન જય હો.

કોમળશિંધ—પીતા શ્રી હું નમન કરૂં છું

સત્યસિંધ—મહારા પ્યારા પુત્ર તહારૂં સદા કલ્યાણ હજો, શુરવીર સત્યવાદી તું મહારા કુલને સુનિતિથી શોભાવનાર છે.

કોમળસિંધ—પિતાશ્રી આ જગતમાં સર્વેને માથે મૃત્યુ રહ્યું છે કોઇ પણ અમર નથી પરતું ધર્મ સત્યથી વર્તી પાપીષ્ટોને દુર કરી પોતાની પ્રજાને સંતોષ આપવો તેનાથી રાજ્યકર્તાના ગુણનું યશોગાન ગવાય છે.

ચોપદાર—મહારાજા કોઇ સ્વાર આયા હે એ બોલતા હ લેકીન રાજાકું બોલો કે પત્ર બહુત જરૂરી હે.

સત્યસિંધ—આનેદો ઉસકું.

સ્વાર આવી ખબર સાથે પત્ર આપે છે, સત્યસિંધ પોતાના પુત્ર કોમળસિંધને આપે છે, કોમળસિંધ પત્ર વાંચે છે.

### વિમળા નહિ, એ રાહ.

રત્નપુરીના રાય, વિનતી ધારજો રે;
કરજો વેગે સહાય, વખતના વિતાવજોરે,
પુત્ર મારો જે સકરાયે, મળી દુર્જસહને ત્યાંહે;
બધ લશ્કર આવીયોરે, રત્ન.
સુરપુર રાએને સંહારી, પ્રધાન સાથે સૈન્યામારી;
અલીઆરી તે ફાવીયોરે. રત્ન.
સ્નેહબાળાને સોંપી, દુષ્ટ હરતે પુત્ર પાપી;

સઘ નગ્રે તે ગીયોરે, રત્ન.
જો નહિ કરવાને સાહે. જાઓ સત્વર ત્યાંહિ;
તજશે પ્રાણ તે માનજોરે. રત્ન.

સત્યસિંધ—પ્રધાન પ્રત્યે.

ગીતી.

સુણો પ્રધાન આવારી યુદ્ધે મારે ચડવું,
મારૂં એ પાપીને નહિતર મારે મરવું.

કોમળસિંધ—પીતાશ્રી મને આજ્ઞા આપો કે જેથી કરી પાપીનો સત્વર સંહાર કરી આંહી આવું.

સત્યસિંધ—એ પાપી મહા બળીષ્ટ છે પુત્ર ત્યાં તહારૂં કામ નહિ એ ચંડાળને હું પુરે પુરી નસીયેત આપીશ.

કોમળસિંધ—એ પાપી બળીષ્ટ છે ને આપણે કયાં નિર્બળ છીએ માટે વખત વધારે નહિ લગાડતાં આજ્ઞા સાથે આશીર્વાદ આપો કે જેથી કરી અધર્મીને જમનાં દ્વાર બતાવું.

(છેવટે આનાકાની કરતાં આજ્ઞા આપે છે.)

સત્યસિંધ—શુરા સહુ થાઓ તૈયાર આવાર ( ૩ )
દુશ્મન દળ બળ છેદીને
કોમળસિંધ—મેળવો કીર્તિસંસાર સાર સાર સાર
જો રણુથી પગ પાછો ભરો તો
કરૂં હું પલમાં તેને ઠાર ઠાર ઠાર
સેન્યા—શું વચન વદો મુખથીરે એવાં
નથી હમો હઠનાર નાર નાર

**સેન્યાધિપતી**—પાપીને જઇ પલમાં સંહારૂં
મારી કરૂં હું પાર પાર પાર

સર્વ ચાલતા થાય છે રસ્તામાં યોગીવેશે નીકળેલ બાલુકરાય તથા પ્રધાન પુત્રને સહરાયે મોકલેલ ચંડાળનું મળવું.

**પહેલો**—અલ્યા જુવો આ રાજાનો બાળ, નિહાની મળીસે બરોબર કરો જઇને પાર.

**બીજો**—જોગી વેસ એણે કીધો.

**ત્રીજો**—મારો દીચરાનો કેવો બીધો.

**ચોથો**—મારો એને ઠાર.

**પહેલો**—રૂપીઆ મલહે દહ હજાર.

એકદમ આવે છે અને પ્રધાનપુત્રને એક સખ્ત ઝાટકો મારતાં હરહર શીવ કહી મુરછાવશ થાય છે.

**બાલુક**—શા માટે મારો ભાઇ, નથી ગયા હમો કંઇ ખાઇ;
નથી આવ્યા વાંક તમમાં, નથી દોષ કંઈ હમમાં.

પોકાર થતાં કોમળસિંધનું રસ્તામાં સાંભળવું,

**કોમળસિંધ** ગીતિ.

મારો એ પાપીને હણે યોગીને અધરમી,
ચખાડો ફળ તેને ભોગવે તેની કરણી.

બંદુકના બહારથી ઠેર કરે છે, ( પાસે આવી )

**કોમળસિંધ**—મહાપુરૂષ આપને શામાટે પાપી સંહારતા હતા આ કોણ છે ( મનમાં અરે આ બાળવય યોગીના દર્શનથી મ્હારાં ધન્ય ભાગ્ય થયા.

બાલુક—યહ સંસારમે અનેક પ્રકારકે મનુષ્ય હૈ ઉસ્કા કરનીકા ફલ ઓહી ભોગવતાહૈ.

(પ્રધાનપુત્ર પડયો છે,) માદળીયાનું સ્મર્ણ આવતાં છોડી ઘા ઉપર ફેરવે છે, તતક્ષણ ઘા રૂઝાય છે, ( આળસ મરડી બેઠો થાય છે. )

બાલુક—અમૃતલાલ ખડા હો.

ઉઠી નમન કરે છે.

આ એકદમ ચમત્કાર જોયાથી.

કોમળસિંઘ—મહાત્મા આપના દર્શ લાભથી મ્હારૂં જીવન સાફલ્ય થયું છે,

બાલુક—હરી સ્મર્ણુસેંજ હોતાહે.

કોમળસિંઘ—મહારાજ રજા લઉં છું.

બાલુક—આપકા જય કલ્યાણ હો ( સર્વ જાય છે )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ચંદ્ર નગરમાં દુષ્ટરાયનો ખાનગી મહેલ.

દુષ્ટસિંહ—ચાલ હવે પ્રિયાને સુદ્ધીમાં લાવું, અહો આ આપેલી યોગીની બુટીનો પ્રભાવ ખરો છે, હવે આ બુટીથી સુદ્ધીમાં લાવું. (સુઘાડે છે,) સ્નેહબાળા આળસ મરડી બેઠી થાય છે,

આંખો ચોળતી—મા, મા, ઓ મા, કયાં ગયાં.

દુષ્ટસિંહ—( પાસે આવી ) પ્યારી આંહી તારી મા છે નહી હવે તેની આશા છોડી આ તારા પ્યારા પતિ સામે

પ્રિતી જોડી દે હવે તો આ દુષ્ટસિંહનેજ લ્હારો પ્યારો કરી માન.

(અચાનક દુષ્ટસિંહ નામ સાંભળતાં,)

**સ્નેહબાળા**—અરે હાય ઇશ્વરા મહારી સ્હાય કરો.

**દુષ્ટસિંહ**—આંહી કોઈ તારી મહારા વિના સ્હાય કરનાર છે નહિ, માટે હવે તો સાવધાન થઇ પ્રિતીનો પ્યાલો આપ ( પાસે આવે છે )

**સ્નેહબાળા**—છટ છટ હઠ સઠ, બોલે શું વચન નફટ;

એ...લાગીશીલત, હરામી આદત નહિ ચુકનારી સત;
પરનારી પ્રેમપટ ઝપટ ચપટ નિકટ સમજ,
ભજ તજ સજ ઉપાધી ઉપજ. એ...લા.

**જાગો રશીકવર જાગો, એ રાહ.**

**દુષ્ટસિંહ**—રશીલી રીશ ત્યાગો, ત્યાગો પ્રિયા મારાં,

તમે ત્યાગો પ્રિયા મારાં, બસ બસ. રશીલી.
સુતી નિદ્રાથી જગાડી, શું શાણી રીશાણી;
હવે નહિ કરૂં પ્રિયા ન્યારાં, છટ છટ છટ; રશીલી.
વખત આ શુભ વહિ જાશે, પાછળથી પસ્તાવો થાશે;
પ્રેમી વચન માનો હમારાં. રશીલી.
હજુ વખત વિચારી લેજો, પ્રિતી પ્યાલો મુજને દેજો,
તો પુરૂં મનોરથ તારા રશીલી.

**સ્નેબાળા**—અરે તમો પિતા તુલ્ય થઇ ના કહો.

**દુષ્ટસિંહ**—ચુપ નથી માનવું, હજું કહું છું તે માન, પાછળ બુદ્ધી વહાની જવાદે ( એમ કહી ધસે છે )

દુષ્ટ—પાપી રશીથી રસ પ્યાલી,
સ્નેહ—જાજા લંપટ દુરાચારી;
દુષ્ટ—મોમાં વચન વદકારી,
સ્નેહ—નાના છું વ્યભિચારી;
દુષ્ટ—સોંપી વહાલી વિચારી,
સ્નેહ—બંધુ થયો દુરાચારી,
દુષ્ટ—થશે તારી અંતે ખુવારી,
સ્નેહ—નહિ સત્ય ચુકે સતી નારી;
દુષ્ટ—જીવતાં ન છોડું પ્યારી.

દુષ્ટસિંહ—બસ હજુ તારો મદ નથી ઉતરતો, યાદ રાખજે હઠથી હેરાન થઇશ.

સ્નેહબાળા—મને નાહક સતાવવામાં માલ નથી.

દુષ્ટસિંહ—શું મને જોર બતાવે છે.

ગાયન.

સુમેના—સતિને ન શતાવોરે પતિ કાંઇ વિચારીને;
સતિથી રાવણનું રાજ્ય ગયું એમ માનીરે. સતિ.
સતિથી ચંદ્ર ને ઇંદ્ર આપીત થયા,
હજુ કલંક રહ્યા ધારીરે. સતિ.
પરસ્ત્રી અભિલાશાથી નર કૈક ગયા,
સમજો મન એમ જાણીરે. સતિ.

દુષ્ટસિંહ—જા આંહીથી નહિતો તહારૂં પણ આવી બન્યું. ( રાણી જાય છે. )

કેમ હજુ માનવું નથી ? સિપાઇ.

સિપાઇ—જી મહારાજ.

દુષ્ટ—આ રંડાને કારાગ્રહમાં નાખો જેથી તે પુરી દીશાનેપાત્ર થાય ત્યારેજ માનશે.

સ્નેહબાળા કારાગ્રહમાં પ્રભુ સ્તુતિ કરેછે.

રેરે રઢીયાળા રામ વહારે આવજોજો,
આ દીન દાસીની વિનંતી સ્વિકારજો;
હું પર કેમ કોપ્યા વિશ્વાધારજો,
દુઃખ વાદળ દળ વરસે અપારજો.
ભલે પ્રાણ આ ઉડી જાએ વહિ,
કદી સત હું સામ છોડીશ નાંહિ;
સતિ સત છોડે બ્રહ્માંડ જાએ વહિ,
સતિ પતિ ધાતા પ્રભુ છેવટ મહિ,
રેરે સુધાસિંધુ વહારે આવજો;
પાપી પીડે છે કોપથી ધર્મ ધુરંધર ધાવજો.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-રણસંગ્રામ બન્ને તરફનાં લશ્કર.

કોમળસિંધ—અરે દુષ્ટ ચંડાળ આજ મ્હારી સન્મુખ આવ્યો છે, તું તારા મનથી અભિલાષ રાખે છે, તે પુરી પાડવા માટેજ આવ્યો છું.

ક્ષત્રી કલંક.

આવ્યા લડવા તૈયાર, ઉભો શું અવિચારીરે;
સ્વાદ ચખાડું તુજને આજ, દુષ્ટવૃત્તિ તેં ધારીરે.
લાવ્યો સુંદરી કરી અનિત. ઉભો.

તેનું ફળ ચખાડું નિચ. દુષ્ટ.
ધિક ધિક લંપટ દુરાચારિ. ઉભો.
નાંખું પલમાં તુને સંહારી. દુષ્ટ.
પર નારી પાવકની જાળ. ઉભો.
તેણે ભસ્મ તું આજે થનાર. દુષ્ટ.
સ્હાય થશે સર્વેશ્વર આપ. ઉભો.
તુને લાગશે તાહરૂં પાપ. દુષ્ટ.

**દુષ્ટસિંહ**—અરે તહારા જેવા અનેકને આ મારિ ભુજાઓથી રણુને વીશે ચોળી નાખ્યા છે, મોટા મોટા શુરવીરોનો સંહાર કર્યો છે, મારૂં નામ સાંભળતાં મારા વૈરી થરથર કંપેછે, આ મારી સમશેરથી અનેકનાં ધડ જુદાં કર્યાં છે, આજે ત્રીયા લેવા આવતાં તું આશા ભર્યો પરલોક ચાલ્યો જઇશ, હાં મારૂં નામ દુષ્ટસિંધ, હજુ તેં આ શુરવીરના હસ્તનો સ્વાદ ચાખ્યો નથી, ત્રીયાની આશા આ સિંહ જીવે છે ત્યાં સુધી ના રાખીશ, મ્હારી ભુગીમાં તહારૂં મુસ્તક રગદોળીશ. માટે આંહિથી ચાલ્યો જા.

**કોમળસિંધ**—અરે અભિમાની તારો અંત નજદીક આવ્યો છે, માટે પાપી નહિ બોલતાં સત્વર લડવા તૈયાર થા (બન્ને બાજુનાં લશ્કર જુસ્સાભેર લડે છે, દુષ્ટસિંહ ઓચિંતી જડપ નાખી પાછળથી કોમળસિંધને પકડી લે છે અને કેદ કરે છે. ( લડાઇ બંધ )

**દુષ્ટસિંહ**—સિપાઇ.

**સિપાઇ**—આજ્ઞા મહારાજ.

**દુષ્ટસિંહ**—ઉસ્કું મુસ્કેટાટ બાંધ લીઓ.

**સિપાઇ**—જૈસા હુકુમ ( બાંધે છે )

**દુષ્ટસિંહ**—( સિપાઇને ) લાઓ મેરે હાથ મેં.

( કોમળસિંધ પ્રત્યે ) કરી લે ત્હારા ઇષ્ટનું સ્મર્ણ. ( સમશેર ખુલ્લી કરી )

કોમળસિંધુ— વિલાપ સાથે સ્તુતિ.

પ્રભુ કરજો દીનની સ્હાયજો,
આવી પડયો દુસ્મન હરત હાયજો;
આ પાપી કરે છે દુરાચારરે,
હણે અધર્મીના દીલદયા તલભારરે;
હરી આવી ચડજો હાયએ. પ્રભુ.
પાપી છેદેછે મુજ શીશરે,
લેજો શરણે શ્રી જુગદીશરે;
એ આશ ઇશ્કું મન ઇશરે,
સામળીયા સ્નેહ સાંચવજો. પ્રભુ.

(તલવાર ઉગામવા જતાં આડ ઓથે છુપેલા બાલુકરાય તથા પ્રધાન પુત્ર યોગી વેશે બંદુકનો પ્રહાર કરી મારે છે દુષ્ટસિંહ પડે છે )

બાલુક-અમૃત—( કોમળસિંધ પાસે આવી ) ઇશ્વરે આપની સ્હાય કરી છે, મનમાં ગભરાશો નહિ.

કોમળ—( પોતાએ બચાવેલા યોગીયોને નીરખી ) સત્પુરૂષ આપે મ્હારી બરોબર સ્હાય કરી છે, આપના ઉપકારનો બદલો વળે તેમ મ્હારાથી છેજ નહિ.

બાલુક—એ પરમાત્માની કૃપાથી તમારા કરેલ ઉપકારનો બદલો વાળ્યો છે, તેમાં મેં વધારે નથી કામ કીધું જેવી રીતે તમોએ બચાવ્યા તેવીજ રીતે હમોએ ઇશ્વર ઇચ્છાથી બચાવ્યા એ સઘળો વિશ્વકર્તાનો ઉપકાર ( સ્નેહાશ્રુ વહે છે, )

કોમળસિંઘ—ચાલો મહારાજા પુરમાં.

બાલુક-પ્રધાન પુત્ર—સહિત ( અહીંથી થોડા લસ્કર સહ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ-કારાગ્રહ.

કોમળ—સિપાઇ.

સિપાઇ—આજ્ઞા મહારાજ.

કોમળ—એ દરવાજા ત્રોડો.

(સિપાઇ દરવાજા ત્રોડે છે.)

(સ્નેહબાળા ગભરાતી અને ધ્રુજતી.)

સ્નેહબાળા— ગાયન.

પાપી નાના આવજે, મુખ નાના બતાવજે;
નહિતો પ્રાણુ તજીશ મારો, અધર્મ જો થનારો,
નાહક ના સતાવજે. પાપી.

કોમળસિંઘ—શ્યાણી ના ગભરાજે, મનમાં ધીરજ ધારજે;
દુષ્ટ ગયો શુરસદનમાં, પુર્ણ કૃપા યોગીની એમાં,
આ...શોક ના દીલમાં ધારજે. શ્યાણી.
પામ્યા દુઃખ પ્રભુ ઇચ્છાથી, કાંઇ કર્મ ગતી એનાથી,
ઇશ ઉપકાર આ માનજે. શ્યાણી.

સ્નેહબાળા—એકદમ શરમાઇ જાય છે.

કોમળસિંઘ—પ્રિયા શરમાય છે શા માટે, આ વખત ઇશ્વરનો પુર્ણ ઉપકાર માનવા જેવું છે, કારણ હું પણ મૃત્યુની બારીમાં સપડાયો હતો

સ્નેહબાળા—( શર્મતજી ) હેં, આપ શીરીતે સપડાયા હત'.

કોમળ—યુદ્ધ કરતાં; એ પાપી મહા પ્રબલ હતો એણે એ-ચિંતાં મને પકડી લીધો હતો.

સ્નેહબાળા—પછી બચાવ્યા કોણે ?

કોમળ—હું લસ્કર લેઇ આવતાં રસ્તામાં બે યોગીયોને દુષ્ટો હણુતા હતા પરન્તુ મ્હેં તે પાપીયોને ઠેર કર્યાં, તે મહાપુરૂષે એ દુષ્ટસિંહ મને હણુતાં પોતે બંદુકના બ્હારથી દુષ્ટસિંહને પાર કીધો એ પાપી મહાત્માને હાથે મરાયો તેથી તેની પણ સદ્દગતી થશે.

સ્નેહબાળા—ધન્ય છે અણીને વખતે સ્હાય કરી.

કોમળ—પ્રિયા ? તે મહાપુરૂષોપણ મહારી સાથે છે, તેનાં સ્વરૂપ નિહાલતાં હરિહરના સમાન છે, અને તેની વય બાલ છે.

સ્નેહબાળા—ચાલો પતિ કર્યાં છે, તેવા મહાત્માનાં દર્શન કરી જન્મ સાફલ્ય કરીએ.

કોમળસિંઘ—જુઓ આ બારણેજ ઉભા છે.

સ્નેહબાળા—નીરખતાં પોતે શરમાઇ જઇ દુર ઉભી રહે છે,

ગાયન.

નથી નથી યોગી એ પ્યારા મારા,
કરી તમારીજે સ્હાએ એ છે બન્ધુ મારા;
બાલુકરાય બાલ વયે વન વિષે વસીયા,
સત્યના સંધાથી પ્રભુએ ખુબ કસીયા;
સાથે છે તે પ્રધાન પુત્ર નક્કી જાણો,
મેળવ્યાં વિહ્ય સહુ સાથે એ ઉપકાર તમારો.

(પ્રધાનપુત્ર તથા બાલુકરાય યોગી વેશ ઉતારી બધાંએ ભેટેછે. હર્ષનાં અશ્રુ વહે છે )

## જોગી જીવો એ રાહ.

બાલુક—ધન્ય ધન્ય મુજ બેનડી, સતિ શુદ્ધ પવિત્રજી;
        રાખી ટેક ક્ષત્રી તણી, સહ્યું કષ્ટ અત્યંતજી. ધન્ય.
સ્નેહ—સત્ય સાચવીયું શ્રી હરી, લજ્યા રાખી મહારાજજી;
        પાપી પાપે પ્રલય થયો, હણ્યો થઇ સુર આજજી. સત્ય.
કોમળ—ઉપકાર ન ભુલું આપનો, જીંદગી સુધી જરૂ હજી;
        બાલ વયે બલવંત છો, શુદ્ધ પવિત્ર ધીરજી. ઉપ૦
બાલુક—કુળે કલંકી જો નીવડે, કાઢે મુળ સમુળજી;
        થાતાં બંધુ દુષ્ટ એ, કીધુ રાજ્યને ધુળજી. કુળે.
સ્નેહ—દુષ્ટ બંધુના પ્રતાપમાં, દુઃખ પામ્યાં સર્વજી;
        માત પીતા પરલોકમાં, કરીયો અતિ અનર્થજી. દુષ્ટ.
કોમળ—શાન્ત રહો શાણા, લખ્યા લેખ લલાટજી;
        ભાવિ અંક ભુસે નહિ, પુર્વ સંચીત વાતજી. શાંન્ત.
અમૃત—શિક્ષા આપવી બંધુને, હોય વડીલ અનિતજી;
        દુષ્ટને દંડ દેવો એ, ક્ષત્રી નીતિની રીતજી. શિક્ષા.
કોમળ—ચાલો સરવે સહિ, રાજ્ય તમને અપાવુંજી;
        ત્યારે બદલો પામું હું, પછે પુર મમ જાવુંજી. ચાલો.

સુમેના આવી બાલુક પ્રત્યે.

અરપું પુત્રી પ્રેમથી, વળી રાજ્યને પાટ;
અંગીકાર કરો તમો, પુર્ણ પ્રેમથી આજ.

### ગીતિ.

વચન આપતું આજે મમ શીશ ચડાવું;
રાજ્ય કાજ સત્ય સાજ, સંભાળીને પછે જાતું.

( રસીકા અને બાલુકનો હસ્તમેળાપ કરે છે. )

સર્વ આનંદમય બની રાજ્ય અમૃતલાલને સોંપી કોમળસિંધ તથા બાલુકરાય સ્વપત્નીયો સાથે જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—અલ્લીખાં તથા કળાકુંવરી.

કળાકુંવરી— એ સાથે મટુકી.

એ......પ્યારી તેરી બન જાઉં,
પ્યારા મેરા આઓ ઇસક રસ પાઉં;
મેં હું પ્યારે નાજુક નારી,
તુમ હો મેરે શીર સરદારી;
એ...તુમપર વારી જાઉં. પ્યારા.

અલ્લીખાં—વા મેરી માસુક અબ રંગ બહાર ઉડાવ, ઇહર કોન અપણી ખબર લેનેકું આતે હે, દેખતો મુકામ, અપણું ને કેસા બાડે લીયા હે.

કળાકુંવરી—બહોત અચ્છા હે. અબ ચલો સો રહો, હું આ દાગીના પેટીમાં મુકી આવું. ( બન્ને સુવે છે. ચોર આવે છે )

ચોર ૧ લો—બલા છાનામુના થઇ આવો મારા દીચરા પેલા જાગી ઉઠશે.

બીજો—હા હા બલા ધીરે ધીરે આવો.

ત્રીજો—અલા આહિં બારીસે ?

ચોથો—હા ખેડવી નાખો ગંટ લઇને, હપાઇ રોનમાં આવશે કે કોક ઊંઘી ઉઠશે તો ભોગ મળશે.

( બારી ખેડવી અંદર જાય છે. )

પેટી ઉપાડી લઇ લે છે, બારણે આવી અલ્યા પેટીમાં વજન ભારેસેને.

બીજો—હહરાના દીચરા ઇમાં જુવેતો ખરા. (પેટી ઉઘાડી જુવે છે. )

ત્રીજો—ભાઇ ધનતો ખુબ હાથ લાગુંસે, આપણે હવે સે રીનો જરૂર નહિં પડે, પણ સેટે ગામ લઇ દાગીના વટાવવા કારણ અરે- પરે તો પકડાઇ જાએ.

ચોથો—અલા હેંડો કઉસુંતી જોની ખબડાટ હંભળાયસે.

( ચોર ચાલતા થાય છે. )

અલ્લીખાં તથા કળાકુંવરી ઉઠે છે.

કળા—મીયાં આંહીથી પેટી કયાં ગઇ.

અલ્લીખાં—તેરેકું ખબર.

કળા—હાય હાયરે મીયાં હરામી, કહુંછું તે કયાં મૂકી.

અલ્લીખાં—અબે હરામીકી ચુપ હોજા તેરા કોઈ યારકું દેઇ હોયગી ( કયા પરદેશમેં લાકર મેરેકું રખડાયા. )

કળાકુંવરી—પીટીયા તારે શું, મને નાત જાતમાંથી દૂર કરી અને રખડાવી હાય હવે શું કરૂં પાપી બોલ મને પેટી બતાવ.

અલ્લીખાં—લે પેટી. ( કહી મારે છે )

કળાકુંવરી—હાય હાયરે મારી નાંખી.

અલ્લીખાં—તેને મેરેકું મારડાલા, ઇસકમેં ફસાકર હેરાન કરડાલા, ઘરબાર બધરી છોકરે સબ છુડાયા.

ગાયન.

હાય ફસાયામેં ફંદે. પરનારીકે પ્યારમેં;
છોટે લડકેકું છોડે, છોડા સભી ઘરબારમેં.
ઇસકમેં મશગુલ હુવા ફસા રંડીકે ફંદમેં;
દોઝકકા દરોગાકા, ગુલામ હુવાહું મેં;
હાયકો નહિ પરદેશમેં. મેરારે હોયંગા;
મેરેસમ ઇસક કરે, આગું તે પસ્તાયગા.
અલ્લા અબમેં કયા કરૂં, છોડી હાથુસેં ચાકરી;
ધિક્કાર મેરી જીંદગી, મીલતિ છોડી ભાખરી.
બચ્ચે બીચારે ટલવલે, રોતી હોયગી નારી;
પીસ પીસ કીસીકા, ખીલાતી હોયગી બીચારી.
ઇજ્જત ખોઇ આપસે, દુનીયામેં ફુક્કર હુવા;
ફસી રંડીકે ફંદેમેં હાયમેં બેજાર હુવા.
કરીયો ઇસકન કોઇ ઇસકમેં હેરાની હુએ;
ધરીયો અરજ દિલમેં, ઇતની હમારી હુએ.

ચલ રંડી જા તેરે ચૈયે ઇદર, અબ મેં તો ફકીર હો જાતાહું,
(ફકીરનો દરેસ પહેરી ગયા બાદ )

કળાકુંવરી—હાય દીન બંધુ મારા પસ્તાવાનો પાર રહ્યો નહિ અરરર ઇશ્વરા હું હવે શું કરૂં.

સીતાના મહિનનો રાગ.

પ્રભુ કર્મતણી ગતી હાય, મારી આ શી બની;
ખોઇ ધન માલને ધામ, હુંતો અહિં રહી,

તજી કુળ તણોરે આચાર, ધર્મ નવ ધારીયો;
કરીયો અનર્થ મેંરે અપાર, દેહ વટલાવીયો,
લુંટી લક્ષમી સાધન ચીર, અહિં લાવી સહુ;
કીધા દુઃખી પતિને અપાર, બની દુરાચારી હું,
તજી સુખ સજ્જન શણગાર, પતિને પરહરી;
કહ્યું જેણે દીનના કોય, તેનેરે તજી કરી.
લાગ્યું કુળને કાળુ કલંક, અંક અવળા કર્યા;
શું મુખ બતાવું સંસાર, માત તાત પરહર્યા.
અરે ધીક મુજને અપાર, કૃત્ય કાળાં કીધાં મેં;
પતિ પછવાડેથી હાય, દ્વારે દીધાં તાળાંરે.
સુખ છોડી સંસાર અપાર, દુઃખ હાથે માગીયું;
હવે જીવવા તણુંરે હાય, સાર્થક ના રહ્યું.
કરે મુજસમ પર પ્યાર, અંતે રઝળી મરે;
ફટ ફટ થઇ આ સંસાર, પાપણી નરકે પડે,
હાય ખાઇ આરે કટાર, પ્રાણ મારા પરહરૂં;
જેથી ભુમી કેરો ભાર, હળવો હું થાઉ.

### સોરઠો.

કરશે કાળાં કૃત્ય સત્ય નહિ જે સાંચવે;
તે પાપણીરે હાય. ઝુરી ઝુરી અંતે મરે.

( કટાર ખાઇ પ્રાણ ત્યાગે છે ) સત્યનો જય ને પાપનો ક્ષય.

—o—

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—સુરપુરીનું રણજંગ.

સઠરાય—અરે તમો મહારી સાથે લડવા આવ્યા છે પરંતુ તમારો બન્નેનો સંહાર આ મારી સમશેરથી કરીશ.

કોમળસિંધ—અરે પાપી ધિક્કાર છે. સિંહના કુળમાં જાંબુક ચય ખરેખર લાંચ્છન લગાડયું છે ) ધિક્કાર છે પાપી, અરેરે પીતાને દુશ્મન હસ્તથી મરાવી, તહારા બંધુને દુર કરી, રાજ્યના લોભથી તહારી ભગનીને ચંન્ડાળ દુષ્ટ હસ્તમાં સોપી અરે ક્ષત્રી કુળમાં શું સઠ અવતરી, આ પવીત્ર ભુમીને અપવીત્ર કીધી, પાપી તહારા પુર્વજો સ્વર્ગમાં પણ લાજતા હશે, તારૂં મુખ જોવું પણ ઉચિત નથી કાળા કૃત્યના કરનાર આવીજા. કહી બન્ને જુસા ભેર લડે છે.

બાલુક—સઠરાય હાય ધિક્કાર છે.

સઠરાય—મ્હારૂં અપમાન કરે છે. આ રણક્ષેત્રમાં ત્હારો પણ હોમ કરીશ, મ્હારે હાથે આજે સંહાર થશે, નક્કી સમજજે.

બાલુક— અરે શું માનવનો, એ રાહ.

બંધુ શું ધરો મન અભીમાન, ઘડીમાં ટળી જશેરે;<br>
ઘડીમાં ટળી જશેરે. પ્રલય મદ પડી જશેરે.<br>
અભીમાન માનમાં સારરે......................નથી.<br>
રાવણ સરીખો મરીયોરે......................મથી.<br>
નક્કી મનમાં માન ..........................બ-ધુ શું.<br>
છે સંસાર અસાર આ જાણવો,<br>
મન તજી માન અભીમાનને ટાળવો;

અભીમાન પાપને મન વિશે ના વસાડવો,
જ્ઞાન ગુરજે કરી ક્રુર કાળને નસાડવો. બન્ધુ.

સઠરાયને બાલુક લડે છે, પાછળથી કોમળસિંધે ઓચિન્તો પકડી તલવાર લઇ લેછે. પકડી કેદ કરવો, લડાઇ બંધ. ( સર્વ સુરપુરીમાં જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ--કચેરી.

ચોપદાર—ખંમાં મહારાજાધિરાજા બાલુકરાયને ઘણી ખંમા.

બાલુકરાય—મહારી સ્પાણી રૈયત હવે આપના કલેશનો અંત આવી ચુકયો છે, એમ સમજજો.

પ્રજા—ધન્ય છે આપની સદબુદ્ધીને. મહારાજા આપનો જય હજો.

કોમળસિંધ—સિપાઇ

સિપાઇ—આજ્ઞા મહારાજ.

કોમળસિંધ—જાઓ સઠરાયકું પકર લાઓ.

( સિપાઇ કોમળસિંધની આજ્ઞાથી સઠરાયને લઇ આવે છે, બંધન સ્થિતિમાં ઉભો રહે છે,

બાલુકરાય—બન્ધુ આપને કોટાનકોટી ધિક્કાર છે, હું આપની આ સ્થિતિ જોતાં લજજા પામુ છું.

સઠરાય—પાપીને પાપનું ફળ મળવુંજ જોઇએ, એમાં તમારો દોષ નથી.

## ગાયન.

સ્નેહબાળા-- કીધું કાજ વિપ્રીત બંધુ ધિક છે,
સાહસ કરતાં સુજ્યું ન કાંઇ;
પીતા હણીયા હાથે કસાઇ,
અરેરે આશી અનીત છે. કીધું.
સોંપી મને દુષ્ટ કરમાંહી,
કોણ કરે મારી ત્યાં સાહી;
ક્ષત્રી કુળે અઘટીત છે, કીધું.
સુરપુરીને ધુળે મીલાવી.
રાજ્ય માંહિ ગયા શું ફાવી,
અધર્મમાં શું હીતછે. કીધું,

સઠરાય--બ્હેની મેં મારે હાથે કરી મારૂં મુખ સ્યામ કીધું છે મને જેટલો ધીક્કાર આપવો તેટલો થોડોજ છે અરે હાય બાળક બંધુને વન રખડાવ્યો, પીતાની લાસ રણમાં રખડાવી, બેનીને દુસ્મન હાથે સોંપી, વસ્તીને પાયમાલ કરી, ન્યાય અન્યાયનો કોઇ દિવસ વિચાર કર્યોજ નહિ, મારા પાપના માપની સંખ્યાજ નથી રહી પૃથ્વીને છેક ભાર કરતા થયો છું, હાય મને સતકોટી ધિક્કાર છે.

બાલુકરાય--સિપાઇ.

સિપાઇ—આજ્ઞા મહારાજ.

બાલુકરાય--સઠરાયના બંધ ત્રોડો,

(બંધ ત્રોડે છે, બંને ભેટે છે.

બાલુકરાય--વડીલ બંધુ આપ ગાદીએ બેશો, આ આપનો બાળ બંધુ આપની સેવા કરી સંતોષ લેશે.

સઠરાય--ભાઇ એ ગાદી પીતાએ તુને સોંપી છે, માટે તુ સત્ય ન્યાયથી રાજ્ય કરજે, આ રૈયતને મેં પાપીએ પાયમાલ મુકીછે. અરેરે મારાં દુસકૃત્યનો પાર રહ્યો નથી હાય જગત કરતા, હું આ અધર્મમાંથી કયારે મુક્ત થઇશ, બંધુ ધન્ય છે, તું નાનો છતાં તારી ધર્મ ત્રુતિ, અરે મેં પાપીએ તમોને હેરાન કર્યા છે, બીચારી પવિત્ર બહેનને મેં અધર્મીએ કસાઇ જેવાના હાથમાં સોંપી. ( રૂદન કરે છે ) ભાઇ, હું મહારે હાથે આપને ગાદી અરપું છું, ખુશીથી રાજ્ય ભોગવ, હું તીર્થ કરવા જાઉં છું.

બાલુકરાયને સઠરાય પોતે ગાદી ઉપર સ્વહસ્તે બેસાડે છે, પ્રજાનો આનંદ, જયજયના પોકાર, સઠરાય જાય છે.

( કચેરી બરખાસ્ત થયા બાદ. )

ગાયન.

રસીકા— ચાલોને પ્યારા પ્રેમ હીંચોળે હીંચાવું હું;
હીંચાવું, રમાડું, રીઝાવું હું;
સાખી— પ્રેમે સોંપી મુજને, પ્યારા તમારે હાથ;
લેવા લાહો લાખેણો, પામી કામવર નાથ.
ખેલાવું મીલાવું, રશીયા ના દુર થાવું;
હસાવું હસી, પ્રિતી પ્યાલો પાવું. ચાલોને.
બાલુક— ધન્ય રસીલી, વસી અંતર મારે;
તારે પ્યારે મન, મારૂં ડોલાવે.
ડોલાવે રીઝાવે, કામ કોપકારી ચલાવે;
મુજને કાં મારે, નયનોને બાણે. ધન્ય

રસીકા— ચાલો ચાલો પ્યારા,
બાલુક— ના અધીરી થા દારા;
રસીકા— નથી સેવાતી કામવિશ જ્વાળા,
બાલુક— નાખું હરસ્તપી કંઠે ભુજ માળા. ચાલોને

સર્વપાત્રો ગાયન.

જય જય સુખકર, નટવર, અધમહર, ગીરીવરધર,
ગોપીવર, મુરલીધર, દુષ્ટદળ,
સત્ય સુખકર, ખળદળ, બળહર,
સ્હાય થાતા, ભક્ત બ્હારે ધાતા, જાપતા જાપ સરવે;
વૃજચંદ, નંદનંદ, સુખકંદ, અમરવૃંદ સ્તવે જયજય.
અહલ્યા ઉગારી, મીરાં તારી, તહારી કૃતિ ભારી,
મોરારી બલીહારી તારી માસી પુતના મારી, જયજય.
અમપર કરૂણાકર હરીવર વીનતિ ઉર ધરજે,
સત્યવર સુખકર દુષ્ટહર નટવર દયા કંઈક કરજે. જયજય.



# ગુજરાત સ્ટવ રીપેરીંગ ડીપો.

## અમદાવાદ, પાનકોરને નાકે.

અમારે ત્યાં દરેક જાતના પ્રાઈમસ ચુલા, ગાડીના ઘંટા, લેમ્પ વિગેરેનું રીપેર કામ ઘણુંજ સરસ ને સંતોષકારક કામ અમારે ત્યાંજ થાય છે બીજો નકલીયાત લે ભાગુથી સંભાળજો. જેથી કરી તમારા લેમ્પ, ચુલા વિગેરે બગડે નહિ. અમારે ત્યાં પ્રાઈમસ ચુલાન નો છુટો સામાન દરેક જાતનો તૈયાર મળશે.

અમારે ત્યાં રીપેર કામ તાકીદે તથા વાયદેસર બનાવી આપવામાં આવે છે ને તે ખાત્રીપૂર્વક પાછુ નવા માફક ચાલે તેવું બનશે.

માલેક

**જીણાભાઈ પરસોતમ સોની**